## અંગ્રેજી આવૃત્તિની પ્રસ્તાવના

'આપણા નેતાઓ'ના પહેલા ભાગની બધી મળીને છ આવૃત્તિઓ અત્યાર સુધીમાં થઈ ગઈ છે. એ પુસ્તિકાને મળેલા આવકારથી પ્રોત્સાહિત થઈને અહિં બીજાં વધુ રેખાચિત્રો રજૂ કર્યા છે.

આ બધાંય લાંબા કાળની અને થકવી નાંખતી માંદગી દરમિયાન લખાયેલાં છે. મહાત્મા ગાંધીનું રેખાચિત્ર, એમને ૭૫મા જન્મદિને ભેટ અપાયેલા અભિનંદનગ્રંથમાં પ્રસિદ્ધ થયું હતું. સુભાષ બોઝના અવસાનના સમાચારથી લોકોનાં દિલ એટલાં દ્રવી ગયાં હતાં કે પહેલા ભાગમાં એમનું રેખાચિત્ર આપવા છતા અહીં બીજું આપવા હું પ્રેરાયો છું. સુભાષ બોઝ તેમ જ કમળાદેવી, અરુણા અસફઅલી, અચ્યુત પટવર્ધન અને ડૉકટર ખાનસાહેબનાં રેખાચિત્રો નેશનલ પ્રેસ સિન્ડિકેટ દ્વારા પ્રસિદ્ધ થયાં હતા. તારાસિંહનુ રેખાચિત્ર કેરેવાનમાં પ્રસિદ્ધ થયું હતું. આ સૌનો હું આભાર માનું છું.

મુંબઇ, ૧૪ મી જુલાઈ, ૧૯૪૬ — યુસુફ મહેરઅલી

# અનુક્રમ

# ૧. મહાત્મા ગાંધી

અકબર પછી હિન્દનો અવાજ જો કોઈએ સર્વત્ર ગાજતો કર્યો હોય અને એની નામના સર્વત્ર પ્રસરાવી હોય તો તે ગાંધીજી જ છે. ઇતિહાસમા છેક ઊંડા ઉતરીએ તો પણ આવુ મહામાન મેળવનારી બે જ વ્યક્તિઓ સાંપડે છે. બુદ્ધ અને અશોક જોકે, આ દેશમા આજે વણાય આ બેઉ રાજર્ષિઓ કરતા પણ ગાંધીજીને વધુ મહાન ગણે છે.

આજની અશાન્ત દુનિયા સમક્ષ એ બે ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખા દે છે એક છે હિન્દમા બ્રિટિશ સત્તા સામેના બંડખોરનુ, બીજુ છે, એક નવી સંસ્કૃતિ અને નૂતન સામાજિક સિદ્ધાંતોના દ્રષ્ટા તરીકેનુ.

(હિંદને એણે અપૂર્વ અને અનેકવિધ સેવાઓ અર્પી છે. એક શોષિત અને પીડિત જનતાને એણે નવી આશા આપી છે અને સ્વમાનની સબળ ભાવના સમજાવી છે, નવો રાહ દેખાડ્યો છે, રહ્યુમત અને યુદ્ધના એક અપૂર્વ આયુધની ભેટ કરી છે.)

દુનિયા આખીની એમણે જે સેવા કરી છે તેની વધુને વધુ પ્રતીતિ હવે થતી જાય છે. ગાંધીજીએ શો ફાળો આપ્યો છે?

પૃથ્વીને પાટલે સ્વર્ગ ઉતારવાના પ્રશ્ને માનવીને આજ યુગો થયા મૂઝવ્યો છે દમન અને શોષણનો સામનો શી રીતે કરવો એની શોધમા સંતો, ફિલસૂફો અને રાજપુરુષોએ વર્ષો વિતાવ્યા છે પ્રગતિ શી રીતે સાધવી અને કેમ જાળવવી? વ્યવસ્થિત અને વિશાળ પાયા ઉપરની હિંસા વિના શાંતિ શુ સંભવિત જ નથી? ઇતિહાસ એટલે શોણિતસ્નાનની પરંપરા જ માત્ર? આનો કોઈ માર્ગ છે ખરો? આ પ્રશ્નોનો ઉકેલ ગાંધીજીએ આપ્યો છે

વિરોધીનો હૃદયપલટો કરી એને વિરોધીમાંથી સાથી બનાવવાનો આશય પણ એમાં રહેલો છે. ટૂકમાં અસત્ય અને અન્યાયનો મક્કમ સામનો અને વિરોધી પ્રત્યે અમાપ અનુકંપા, એ છે ગાંધીજીની દીક્ષા.

એમની જીવનઝરમર આપણને એમના વ્યક્તિત્વનો અને એમના આધ્યાત્મિક વિકાસનો બહુ સારો ખ્યાલ આપે છે. ઘણી વાર બને છે તેમ આ બડભાગીનો જન્મ પણ જૂનમતવાદી ઘરમાં થયો હતો. બૅરિસ્ટર થવા ઓગણીસ વર્ષની વયે વિલાયત જવા એ તૈયાર થયા ત્યારે એમના લગ્નને સાત વર્ષ વીતી ગયાં હતાં અને એ પિતા પણ બની ચૂક્યા હતા.

(જીવન પ્રત્યેની અત્યંત ધાર્મિક દૃષ્ટિ ગાંધીજીને એમની માતા પાસેથી મળી છે. એના પ્રબળ વ્યક્તિત્વે અને ઊંડી ભક્તિએ ગાંધીજીના માનસ ઉપર ન ભૂંસાય એવી છાપ પાડી છે.) હવેલીએ દર્શન કર્યા સિવાય ભાગ્યે જ એનો એકેય દિવસ જતો. આજના બુદ્ધિવાદીઓને મન મંદિરપ્રવેશના અધિકારનું મૂલ્ય ઝાઝુ ન હોય એ સમજી શકાય એવું છે પરતુ માતા સાથે હવેલીએ રોજ દર્શન કરવા જનાર ગાંધીને તો એનુ હાર્દ પૂરેપૂરું સમજાયું હતું. આથી કેટલાંય વર્ષો બાદ અંત્યજો માટે તમામ મંદિરો ખુલ્લાં મૂકવાની લડત એમણે આરંભી અને એમાં પોતાનો પ્રાણ પણ હોડમાં મૂક્યો. મંદિરપ્રવેશની ગાંધીજીની લડતને ફ્રાયડા સમી ગણનાર બુદ્ધિવાદીઓને ગાંધીજીના એ માટેના દુરાગ્રહનો ખુલાસો, એમના બાલમાનસ ઉપર પડેલી સજ્જડ છાપમાંથી જડી રહેશે. સદીઓના ક્રૂર રીતરિવાજોએ બાંધેલી સામાજિક દીવાલો તોડી હરિજનોને સવર્ણો જેવા જ અધિકાર આપવાની એમની પ્રવૃત્તિનો મર્મ પણ આમાં જ રહેલો છે.

કાઠિયાવાડનાં કેટલાંય રજવાડાનું કારભારું એમના કુટુંબમાં પેઢી દર પેઢી ચાલ્યું જ આવતું. કુળનું અભિમાન અને વફાદારી બન્ને જાણીતાં હતાં. એક વેળા એવું બન્યું કે, રાજખટપટને કારણે ગાંધીજીના

હતો પરન્તુ ન તો હિંસાથી, ન તો અનેક વાર થયેલી જેલની સજાઓથી એ ડગ્યા. "કૂલી-બૅરિસ્ટરે" તો સત્તાવાળાઓની નીંદર ઊડાડી મૂકી ગાંધીની અહિંસક અને શાંત લડતોથી અકળાઈ ઊઠેલા જનરલ સ્મટ્સને આખરે તો સમાધાનમાં જ શાંતિ શોધવી પડી. આ પછી ગાંધીજીએ ધીકતી કમાણીવાળી વકીલાત છોડી દીધી, 'ફીનીકસ કૉલોની'ની સ્થાપના કરી અને એ રીતે સહજીવનનો એક નવો જ અખતરો આરંભ્યો. ગાંધીજીના આ પ્રયાસને વધાવી લેતા ટૉલ્સ્ટોયે પણ ત્યારે કહ્યું હતું કે, દુનિયામાં અત્યારે જે કંઈ થઈ રહ્યું છે તે બધાયમાં ગાંધીજીનો આ અખતરો સૌથી વધુ મહત્ત્વનો છે.

દક્ષિણ આફ્રિકા જેવી લડત અને વિજય હિંદમાં પણ શક્ય છે એવી શ્રદ્ધા સહિત ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા. પરન્તુ બ્રિટિશરાજ પ્રત્યેની એમની વફાદારીના પાયા અહીં ડગમગી ઊઠ્યા. પહેલા મહાયુદ્ધને અંતે હિંદને એના અમાપ આત્મભોગો છતાં સ્વરાજની નહિ, રોલેટ ધારાઓની અને જલિયાનવાલા બાગના હત્યાકાંડની ભેટ મળી. આખો દેશ અન્યાયથી સળગી ઊઠ્યો. ગાંધીજીએ અસહકારની લડત આરંભી. પંજાબના અત્યાચારો અને ખિલાફતના અન્યાયના મુદ્દાઓ ઉપર હિંદુ મુસ્લિમ એક થઈ ગયા. સંયુક્ત પ્રાંતના એક ખૂણે આવેલા ચૌરીચૌરા ગામે લોકોએ હિંસા કરી તેથી પરાકાષ્ઠાએ પહોંચેલી લડત પણ ગાંધીજીએ પાછી ખેંચી લીધી. એમના આ નિર્ણયથી સર્વત્ર ઊંડી નિરાશા અને હાહાકાર ફેલાઈ ગયા. પરંતુ મહાત્માને મન અહિંસા જ સર્વસ્વ હતું. બધી બ્રિટિશ સરકારે આ તક ઝડપી કૃતકૃત્યતા અનુભવી ગાંધીજીને પકડી ૭ વર્ષની સજા એણે ઠોકી બેસાડી.

દસ વર્ષના ગાળા બાદ ગાંધીજીએ ફરીવાર બ્રિટિશરાજ સામે જંગ માંડ્યો. એમના લાખેક જેટલા અનુયાયીઓએ એ જંગમાં કારાવાસ વેઠ્યો અને બીજી અપાર યાતનાઓ સહન કરી. વિદેશી સત્તા આ હિલચાલથી હાલી ઊઠી અને મુત્સદ્દીમાં એણે શરણ શોધ્યું. ગાંધી-ઈર્વીન કરારો થયા અને એની રૂએ મિ. વિન્સ્ટન ચર્ચિલના 'અર્ધનગ્ન ફકીરે'

લડનમા ગોળમેજી પરિષદમા કોગ્રેસના એક માત્ર પ્રતિનિધિ તરીકે હાજરી આપી આ પરિષદમાથી ગાધીજી ખાલી હાથે પાછા ફર્યા અને એક બીજી સવિનય કાયદેભગની હિલચાલ શરૂ કરવાની એમને ફરજ પડી આ પછીના બે વર્ષમા હિંદમા સર્વત્ર લાઠી, ગોળી અને લશ્કરી કાયદાનો અમલ ચાલી રહ્યો

૧૯૩૪મા એમણે કોગ્રેસમાથી અને જાહેરજીવનમાથી નિવૃત્તિ લીધી અને સેવાગ્રામના આશ્રમમા રહ્યે રહ્યે પોતાના પ્રિય રચનાત્મક કાર્યક્રમને અમલી બનાવવા એમણે ઉત્સાહપૂર્વક કામ શરૂ કર્યું હિંદના સાત લાખ ગામડામા રહેતા કરોડો અર્ધભૂખ્યા, નાગા અને ગળા સુધી દેવામા ડૂબેલાઓનો ખ્યાલ એમને દિનરાત બાળતો. આવાઓને મદદ કરવાના ગાધીજીના પ્રયાસોને પરિણામે જ સત્યાગ્રહની લડતનુ હાર્દ દૂર દૂરના ગામડાને પણ સમજાઈ ગયુ છે

યત્રોની શોધે ઉપસાવેલી સસ્કૃતિ વિશેના એમના વિચારો વખતના વહેવા સાથે વધુ પકવ થયા છે વૈજ્ઞાનિક પ્રગતિને નામે યત્રો માનવીને જે રીતે ગુલામ બનાવી રહ્યા છે તેટલા પૂરતો જ એમનો યત્રો સામેનો વિરોધ છે એમને મતે તો ચરખો પણ એક સુન્દર નાજુક યત્ર જ છે યત્રો માનવીમા જે નિરાધારી જન્માવે છે તે એમને ખૂબ જ સાલે છે

(ગાધીજીની ખાદી હિંદની રાષ્ટ્રીયપ્રવૃત્તિનો ગણવેશ બની ગઈ છે ૧૯૨૩મા એમને હાથે સ્થપાયેલો અખિલ ભારત ચરખા સઘ, ૧૯૪૧-૪૨મા ૧૫,૧૧૦ ગામડાની સેવા કરતો હતો અને ૩,૫૪,૨૧૭ કામદારોને રોજી પૂરી પાડતો હતો) અખિલ ભારત ચરખા સઘ કરતા સો ગણા વધુ ભડોળવાળો મિલ-ઉદ્યોગ જેટલા કામદારોને રોજી આપે છે તેના કરતા અર્ધા જ કામદારોને ચરખા સઘ, માત્ર પચાસ લાખ રૂપિયાના ભડોળ છતા રોજી પૂરી પાડે છે એ હકીકત ખૂબ સૂચક છે આ જ પ્રમાણે એમનો અખિલ હિંદ ગ્રામોદ્યોગ સઘ નષ્ટપ્રાય થઈ ગયેલા ગામડાના ઉદ્યોગોને ફરી ચાલુ કરવાનો અને એ રીતે ગામડાના બેકારોને

એમની ફુરસદના વખતમા કામ આપી ગેજી આપવાનો પ્રયાસ કરે છે

સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથેની મત્રણાઓ પડી ભાગતા ૧૯૪૨મા ચને જાવ 'નો નાદ દેશભરમા ગૂજી ઉઠ્યો મહાત્માજીની લોકપ્રિયતામા આથી નવો જુવાળ આ યો એમના જીવનની એ સૌથી વધુ ધન્ય ઘડી હતી એટલુ જ નહિ સ્વતત્રતા માટે ઝઝૂમતી માનવજાતના અહિંસક પ્રયાસોમા આ લડત સૌથી વધુ મહાન પણ હતી

એક સાથે અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ઉપર લઈ શકવાની ગાધીજીની શક્તિ સાચે જ અદ્ભુત છે એમની રાજ્કીય પ્રવૃત્તિના પ્રતાપમા એમની બીજી વણી પ્રવૃત્તિઓ ઢકા ઈ ગઈ છે દાખલા તરીકે હિન્દના બધા જ સમાજસુધારકોએ ભેગા મળી છે લા સો વર્ષોમા સ્ત્રીઓની મુક્તિ કાજે જે ક ઈ કર્યું છે, તેના કરતા ગાધીજીએ એકને હાથે વધુ કરી બતાવ્યુ છે (હરિજનઉદ્ધારની એમની લડતે અસ્પૃશ્યતાનો મત્યુઘ વગાડ્યો છે) એમની પ્રેરણાને પરિણામે જ મુસ્લિમ અને અન્ય ન કાગ્રેસી પ્રધાન મડળોએ દારૂબધી દાખલ કરેલી હિન્દના બીજા કોઈ પણ પત્રકાર કરતા ગાધીજીના લખાણોનો વધુ ઉપયોગ થાય છે એટલુ જ નહિ આખા દેશમા એમના હરિજન જેટલા વાચકો બીજા કોઈ પણ સામયિકના ભાગ્યે જ હશે એમના પ્રયાસોને પરિણામે જ આજે હિન્દુસ્તાની દેશ આખાની ભાષા બની ગઈ છે પાયાની કેળવણીની એમની યોજના શિક્ષણના આદર્શમા વરમૂળની ક્રાતિ આણશે એ નિર્વિવાદ છે

ભૂતકાળમા તેમ આજે પણ સફળ રાષ્ટ્રોના સ મુખત્યારો જ લોકોના મનબુદ્ધિનો કબજો લઈ શક્યા છે (ગાધીજી જ એક એવા છે જેમણે કોઈ પણ પ્રકારની સત્તાના પીઠબળ વિના લોકોનો ચાહ મેળવ્યો છે આ એક જ હકીકત નૈતિક દૃષ્ટિએ વિચાર કરીએ તો ગાધીજીને દુનિયાના અજોડ નેતા બનાવવા સમર્થ છે)આખી આલમના ઇતિહાસમા ગાધીજીના જેવા અર્વા પણ અનુયાયીઓ બીજા કોઈ નેતાને મળ્યા હશે કે કેમ એ શકાસ્પદ છે

ગાંધીજી એટલે ઉલ્લાસ અને હાસ્યનો અખૂટ ઝરો અને એમની વિનોદવૃત્તિ તો ખૂબ જ મોહક છે.) એમના બુદ્ધિપ્રધાન અનુયાયીઓમાના એક ગણાતા આચાર્ય કૃપલાનીએ એક વાર કહ્યુ હતુ કે, કોંગ્રેસ ગાંધીજીના મુસદ્દીપણાનુ આશ્રમ એમની તપશ્ચર્યાનુ અને ગુજરાત વિદ્યાપીઠ એમના હારયનુ પ્રતીક છે

વિદેશમા કોઈપણ હિન્દીને પૂછાતો પહેલો પ્રશ્ન ગાંધી વિશેનો જ હોય છે ૧૯૩૮મા હુ ન્યુયોર્કથી મેકિસકો મોટરમા જતો હતો ત્રણ હજાર માઈલનુ અતર કાપવાનુ હતુ એટલે પેટ્રોલ ઇત્યાદિ લેવા માટે રસ્તામા અનેક વાર મોટર થોભાવવી પ ડતી હતી રસ્તામા એક 'સર્વિસ સ્ટેશને' આ પ્રમાણે એક વાર અમારી મોટર ઊભી રહી મારો હિન્દી પહેરવેશ જોઈ ઉત્સુક બનેલા એ સર્વિસ સ્ટેશનના નોકરે મને પૂછ્યુ

'ક્યાથી આવો છો?'

'હિન્દુસ્તાનથી" મેં જવાબ આપ્યો

"હિન્દુસ્તાન? પેલો ડોસો ગાંધી કેમ છે?'

'મજામા"

"હજી પણ એ અપવાસ કરે છે કે?"

'હા'

"અને એની પેલી બકરી કેમ છે?"

"લહેર કરે છે"

આ બનાવ બન્યો ક્યાક વર્જિનિયામા જ્યાથી નજીકનુ શહેર પણ માઈલો દૂર છે આવા તો અનેક પ્રશ્નોની ઝડી એ સર્વિસ સ્ટેશનના નોકરે અને એના જેવા બીજાઓએ મારા ઉપર વરસાવી હતી પેટ્રોલ ઇત્યાદિનો વિધિ પૂરો થતા અમે મુસાફરી ચાલુ કરવાની તૈયારી કરી ત્યારે પેલા ભલા માણસે અમને આપેલા ચાહનાસ્તાના પૈસા લેવાની પણ ના

પાડી દુનિયાના દૂર દૂરના ભાગોમા વસતા સામાન્ય લોકો પણ ગાધીજી વિશે કેવા ઉત્સુક હોય છે તેનુ બહુ સારુ ઉદાહરણ ઉપરનો બનાવ પૂરુ પાડે છે

એક બીજો પણ ઉપર વર્ણવ્યો તેનાથી સાવ જુદો બનાવ પણ મને યાદ આવે છે મુખ્યત્વે કોલંબિયા યુનિવર્સિટી સાથે સકળાયલા કેળવણીકારોની એક સભામા હુ હિન્દ વિશે બોલવાનો હતો ગાધીજીની નવીયોજના વિશે આ વિદ્વાન કેળવણીકારોનો મત જાણવાના આશયથી મેં મારા ભાષણનો અર્ધોઅર્ધ ભાગ એની પાછળ રોકયો તરત જ એ યોજનાના વખાણ કરવા માટે તો હાજર રહેલાઓ વચ્ચે જાણે હરીફાઈ જ ચાલી એકે એને 'ક્રાંતિકારી અને યોગ્ય' કહી નવાજી બીજાને એમા નવુ ચેતન અને જોમ" દેખાયા ત્રીજાનો ઉત્સાહ તો એ માત્રાએ પહોચી ગયો કે અમેરિકામા એ કેમ દાખલ ન થાય એવો એને સવાલ થયો યોજના વધાવી લેવામા બધા જ એકમત હતા એટલે ચર્ચાને ચોક્કસ માર્ગે વાળવાના ઇરાદાથી છેવટે મેં જ વર્ધા યોજનાની ખામીઓ એ વિદ્વાનો સમક્ષ રજૂ કરી

મ કહ્યુ, ' આવી યોજના સ્વાવલમ્બી બની શકે એમ હિંદમા બહુ થોડા માણસો માને છે

આનો ઉત્તર આપતા એકે કહ્યુ "હા એ વાત સાચી છે પરતુ યોજનાનો વિરોધ તો કઈ એથી ન જ થઈ શકે અહીં અમારી કેટલીય વિદ્યાપીઠોમા દાનની રકમ કરોડોની હોવા છતા પણ એ સ્વાવલમ્બી નથી બની શકતી આવી સસ્થાઓ ચલાવતા જે ખોટ આવે તે તો રાજ્યે જ ભરપાઈ કરી આપવી જોઈએ '

ત્યારબાદ હુ અભ્યાસક્રમ તરફ વળ્યો મેં કહ્યુ ' રોજના પાચ કલાકના અભ્યાસમા કેળવણી માટે માત્ર એક કલાક અને વીસ જ મિનિટ આપવામા આવી છે જ્યારે બાકીના ત્રણ કલાક અને ચાળીસ મિનિટ હાથઉદ્યોગો પાછળ રોકાઈ છે વખતની આ વહેંચણી તો સાવ અસમાન જ છે"

એક વિખ્યાત પ્રાધ્યાપકે કહ્યુ, "જુઓને ભાઈ મારા મન પ્રમાણે તો આ તમારો ગાંધી અમે ધાર્યો હતો તેના કરતા વધુ ચકોર અને વધુ વ્યવહારુ છે. એણે ધારી જ લીધુ હશે, કે અમારા જેવા પંડિતો એની યોજના વિશે અનેક ચૂંથણા ચૂંથશે આથી જાણી જોઈને જ એણે કેળવણી અને હાથઉદ્યોગો વચ્ચે સમયની આવી અસમાન વહેંચણી કરી છે હુ ધારુ છુ કે તડજોડ કરી બેઉ પાછળ એકસરખો સમય રાખવા સામે એ વાંધો નહિ ઉઠાવે"

સભાને અંતે સૌ કોઈએ ગાંધીજીની વર્ધા યોજનાની વધુ વિગતો અને એને લગતા સાહિત્યની માગણી કરી મારે માટે આ અનુભવ ખૂબ જ આનન્દદાયક હતો

(ગાંધીજી સૌ કોઈના અને સર્વ કાળના છે દુનિયાના રાજપુરુષોમા એમની ગણના કરો, કે હિંદી દેશભક્ત તરીકે જ એમને પિછાનો, એ અમરતાને વરી ચૂક્યા છે એ વિશે બે મત ભાગ્યે જ હોઈ શકે આવી સાધુચરિત, ઉદાત્ત અને પરમ વંદ્ય વિભૂતિની સર્વતોમુખ પ્રવૃત્તિનો નિચોડ, "જ્યા દેખાય ત્યાથી દુખ દૂર કરવાની એષના" સિવાય બીજો શો હોઈ શકે?)





# ૨. સુભાષ બોઝ

ફરી એક વાર સુભાષના અવસાનની વાતો વહેતી મુકાઈ છે એ દેશભક્ત કે દેશદ્રોહી? એ ફાસિસ્ટ કિવસ્લીંગ કે દેશના સ્વાતંત્ર્યનો નિર્વિવાદ પ્રેમી? ઇતિહાસનો એના વિશેનો નિર્ણય શો હશે? યોગ્ય સમયદૃષ્ટિ જ આ પ્રશ્નોનો ઉત્તર આપશે આમ છતા, જનતાના હૈયામા આજે એ જે રીતે વસી ગયા છે તેને જો એમની લોકપ્રિયતાનુ માપ ગણીએ તો આ દેશમા એ અક્ષય કીર્તિના વારસદાર ક્યારનાય કરી ચૂક્યા છે

કપરામા કપરા દિવસો દરમિયાન પણ મૂઠીભર માનવીઓ સિવાય, સુભાષના ચારિત્ર્યમાથી હિન્દીઓનો વિશ્વાસ ક્યારેય ચળ્યો નહતો એમને મન એ સદૈવ દેશભક્ત નેતા જ રહ્યા છે દેશ પ્રત્યેની ભક્તિમા સુભાષ, ગાધીજી કે આઝાદ, જવાહરલાલ કે વલ્લભભાઈ કોઈથી જરા પણ ઊતરતા નથી

દોસ્તો અને દુશ્મનોનો એમને ક્યારેય તોટો ન હતો અને દોસ્તો અને દુશ્મનો બન્ને ઘણીય વાર એમની યોજનાઓનો અને વિધાનોનો વિરોધ કરતા ધરીરાષ્ટ્રો સાથેનો એમનો સપર્ક હિન્દમા ઘણાઓએ વખોડી કાઢ્યો હતો અને સાફ સાફ શબ્દોમા એ વ્યક્ત પણ કર્યો હતો આમ છતા, એ 'ફાસિસ્ટ' થઈ ગયા હોય એમ મનવાને તો કોઈ ભાગ્યે જ તૈયાર થયુ ગ્રેટબ્રિટન અને એના સાથીઓએ જે યુક્તિ સફળતાથી અપનાવી હતી અને પશ્ચિમમા તો જે ખૂબ જાણીતી હતી તે જ સુભાષે પણ સ્વીકારી હતી આ યુક્તિ અનુસાર ચોક્કસ સજોગોમા, આપણા દુશ્મનોનો દુશ્મન આપણો દોસ્ત ગણી શકાય બ્રિટનનો સામનો કરવા માટે સર્વસ્વની કુરબાની કરનાર

સુભાષ, હિન્દના સ્વામીપદેથી બ્રિટનને ખસેડી બીજા કોઈને ત્યાં બેસાડવા આ બધુ કરે એ સ્વીકારવા હિન્દમાં કોઈ તૈયાર ન થયું.

"હિન્દને ઉદ્બોધન" (Talking to India) એ નામે એક પુસ્તક ૧૯૪૩ માં પ્રસિદ્ધ થયું હતુ જ્યૉર્જ ઑગ્વેલે સંપાદિત કરેલા એ પુસ્તકમા વિખ્યાત બ્રિટિશ નેતાઓના બ્રૉડકાસ્ટ ભાષણોનો સંગ્રહ કરવામા આવ્યો છે ૧૯૪૨ ના મે મહિનામાં બર્લિનથી સુભાષે કરેલા એક રેડિયો ભાષણનો પણ એ સંગ્રહમાં સમાવેશ થયો છે. એમાથી નીચેની કડિકા જુઓ ·

> "વિપક્ષી સત્તાઓનો હુ પક્ષકાર નથી. દુશ્મનોના આદમી [એજન્ટ] તરીકે બ્રિટનના બાકુતી પ્રચારકો મને વગોવે છે. બ્રિટિશ શાહીવાદ સામે મેં જીવનભરનુ યુદ્ધ જગવ્યુ છે
>
> "હું હિન્દનો આજીવન સેવક છું અને એવો જ રહીશ. દુનિયાનાં ગમે તે ભાગમા હોઉં, હિન્દ પ્રત્યેની મારી વફાદારી હુ કદી ચૂકીશ નહિ."

હિન્દમાં સૌ કોઈ સુભાષનું આ કથન માન્ય કરવા સહેજે તૈયાર થાય. ઘણા પરદેશીઓને આથી ખૂબ આશ્ચર્ય થાય છે. કેટલાય વિદેશી પત્રકારો અને મુસદ્દીઓ, હિન્દીઓના આ વલણથી વિમાસણમાં પડ્યા છે લોકહૃદયમાં સુભાષના આ સ્થાનનું કારણ શું હશે? આનો જવાબ એમનું આખું જીવન આપી રહે છે.

કૉલેજમા અભ્યાસનાં વર્ષો દરમિયાન, એક ગોરા પ્રાધ્યાપકને હિન્દ વિશે અપમાનભર્યા ઉલ્લેખો કરવા બદલ સુભાષે તમાચો ચોડી કાઢ્યો હતો પરિણામે કૉલેજમાંથી એમને બરતરફ કરવામાં આવ્યા. બે કિંમતી વર્ષો આમ બરબાદ થયાં, પરંતુ કલકત્તા વિદ્યાપીઠના ઉપ-કુલપતિ સર આશુતોષ મુકરજીના પ્રયાસોને પરિણામે જ્યારે ફરીવાર એ અભ્યાસ શરૂ કરી શક્યા ત્યારે પોતાની અસાધારણ પ્રતિભાનો અને બુદ્ધિમત્તાનો પરચો એમણે સૌ કોઈને કરાવ્યો. ફિલસૂફીનો વિષય લઈ બી.એ.માં સુભાષ પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા; કેમ્બ્રિજમાં પણ વિદ્યાર્થી તરીકે એ ઝળકી ઊઠ્યા અને આઈસી.એસ ની પરીક્ષામાં પણ સફળ થયા

અસહકારની લડત શરૂ થવાની હતી તેજ અરસામા સુભાષ હિન્દ પાછા ફર્યા દેશનુ વાતાવરણ ત્યારે ખૂબ તગ હતુ સગાવહાલા અને મિત્રોના ભારે આશ્ચર્ય વચ્ચે એમણે આઈ સી એસ માથી રાજીનામુ આપી દીધુ અને દેશબધુ દાસના સાથી તરીકે એમણે અસહકારની લડતમા ઝપલાવ્યુ દેશબધુએ રાષ્ટ્રીય કૉલેજ સ્થાપી ત્યારે એના પ્રિન્સિપાલ તરીકે સુભાષ સિવાય બીજા કોની પસદગી થઈ શકે? કોંગ્રેસના ગયા ખાતેના અધિવેશનમા દાસે પ્રમુખપદનુ રાજીનામુ આપ્યુ અને મોતીલાલ નેહરુ સાથે મળી એમણે 'સ્વરાજ્ય પક્ષ'ની સ્થાપના કરી અત્યાર સુધી જેનો બહિષ્કાર થયો હતો તે ધારાસભાઓમા હવે બ્રિટન સામેનો જગ જારી રાખવાનો હતો પોતાના માર્ગદર્શક દેશબધુની આ પ્રવૃત્તિમા પણ સુભાષે સાચો સાથ આપ્યો આ પછી દાસે "ફૉરવર્ડ" નામનુ દૈનિક શરૂ કર્યુ ત્યારે એનુ તત્રીપદ સુભાષે જ સભાળ્યુ ૧૯૨૪મા દેશબધુ દાસ કલકત્તાના નગરપતિ ચૂટાયા ત્યારે એમના મુખ્ય કારોબારી અધિકારી (Chief Executive Officer) પણ સુભાષ જ બન્યા

દાસનુ અવસાન થતા આ સુન્દર મૈત્રીનો અત આવ્યો એમના અવસાનની વડીઓ ગણાઈ નહી હતી ત્યારે સુભાષ બર્મામા માડલેની ભયકર જેલમા કેદ પુરાયા હતા ન તો એમની સામે કાયદેસર કામ ચાલતુ, ન તો એમના ઉપર ચોક્કસ તહોમત મુકાતુ બ્રિટન પ્રત્યે સુભાષને જરા પણ લાગણી થાય એવુ કઈ પણ બ્રિટને ક્યારેય કર્યુ છે ખરુ?

ઉપરાઉપર થતી જેલની સજાઓ વચ્ચેના સમય દરમિયાન સુભાષે કેટલાય પ્રમુખપદ સભાળ્યા છે એ અખિલ હિન્દ મઝદૂર સઘ-(All India Trade Union Congress)ના યુવક પરિષદના અને બીજી અગત્યની સસ્થાઓના પ્રમુખ બન્યા હતા. ૧૯૩૮મા જવાહરલાલ નેહરુના હાથમાથી એમણે કોંગ્રેસનુ સુકાન લીધુ ત્યારે દેશભરમા હર્ષના પૂર રેલાઈ ગયા હતા આ પછીના વર્ષમા પણ એમણે પ્રમુખપદ માટે

ઉમેદવારી નોંધાવી કૉંગ્રેસના ઇતિહાસમાં કદી ન નોંધાઈ હોય એવી રસાકસી ચાલી, અને કારોબારી સમિતિના મોટેરાઓના વિરોધ છતાં પણ, સુભાષ પ્રમુખ તરીકે ચૂંટાયા. 'સુભાષની જીત એ મારી પોતાની હાર છે' એમ ગાંધીજીને પણ ત્યારે કહેવું પડ્યું હતું. બનાવો ચીલઝડપે બનતા ગયા. ૧૦૪ ડિગ્રી તાવ છતાં ત્રિપુરીના કૉંગ્રેસ અધિવેશનનું અધ્યક્ષપદ સુભાષે સંભાળ્યું. મહાસમિતિનો સહકાર ન મળી શકવાથી, થોડા જ અઠવાડિયા બાદ, એમને પ્રમુખપદ છોડવું પડ્યું હતું.

(સંગઠનશક્તિ તો સુભાષને ગળથૂથીમાંથી જ મળી છે.) કૉંગ્રેસ છોડી એમણે "ફૉરવર્ડ બ્લૉક" (આગેકદમ જૂથ)ની સ્થાપના કરી. મહાસમિતિના એક ઠરાવ સામે વિરોધ જગવવા માટે, ત્રણ વર્ષ સુધી કૉંગ્રેસના સભ્ય થવાની એમને મનાઈ ફરમાવવામાં આવી. આની સાથેસાથે જ એ જેના પ્રમુખ હતા તે બંગાળની કૉંગ્રેસ પ્રાંતિક સમિતિને પણ કામ કરતી અટકાવવામાં આવી.

કૉંગ્રેસના કેટલાક પીઢ આગેવાનો બ્રિટન સાથે તડજોડનો પ્રયાસ કરી રહ્યા છે એવો સુભાષે આરોપ મૂક્યો અને ૧૯૪૦માં રામગઢ ખાતે કૉંગ્રેસના વાર્ષિક અધિવેશન વખતે એમણે પણ ત્યાં જ એક તડજોડ-વિરોધી પરિષદ બોલાવી. આ બનાવ બાદ બહુ થોડા સમયમાં લગભગ બધા જ કૉંગ્રેસ આગેવાનો અને સાથે સાથે સુભાષ પણ, કારાવાસના સળિયા પાછળ પુરાઈ ગયા.

વ્યક્તિગત સવિનયભંગની લડત ચાલુ હતી ત્યારે એક દિવસ સુભાષ ગૂમ થઈ ગયાના સમાચાર સાંભળી દેશ આખો ચોંકી ઊઠ્યો હતો. એ ક્યાં જતા રહ્યા હતા તેની કોઈનેય ખબર ન હતી. વર્ષો પૂર્વે કર્યું હતું તેમ સંસારનો ત્યાગ કરી એ હિમાલયમાં જઈ વસ્યા છે એમ કેટલાકે કહ્યું; બીજાઓના મત પ્રમાણે એ છુપાઈ ગયા હતા, તો કેટલાકે વળી એ પરદેશ જતા રહ્યા હોવાનો તર્ક પણ રજૂ કર્યો.

સુભાષ ક્યાં હતા? એકી સાથે એ કલકત્તા, રંગૂન, સરહદપ્રાંત, મૉસ્કો, બર્લિન, રોમ અને ટોકિયોમાં હોવાની અફવાઓ પ્રચલિત

બની સુભાષના નામની આસપાસ તો નવો જ ઇતિહાસ રચાયો આપણી ભની સમાચાર સસ્થા ' રોઇટસ ' તો એમ પણ કહ્યુ કે, બોઝ બર્લિનમા હિટલરને મળ્યા ત્યારે હિટલરે એમને હિન્દના સરમુખત્યાર બનાવી દીધા હતા ! આ પછી આપણને જાણ થઈ કે, સુભાષે તો એક આઝાદ હિન્દ ફોજ ઊભી કરી છે અને હિન્દને આઝાદ કરવા એ એને મોખરે રહી કૂચ કરશે આગળ ઉપર સુભાષના જે રેડીઓ ભાષણનો નિર્દેશ કર્યો છે તેમા એમણે કહ્યુ હતુ કે —

> બીજા દેશોનો છેલ્લા બસો વર્ષોનો અને ખાસ કરીને સ્વાતંત્ર્ય-સંગ્રામના ઇતિહાસનો મ અભ્યાસ કર્યો છે બહારની મદદ સિવાય આઝાદી હાસલ થયાનો એકેય દાખલો મને તો ક્યાય જડ્યો નથી પ્રુફ ઝિને પણ બહારની સ્વતંત્ર મજાઓની જ નહિ, પરંતુ હિંદ જેવા ગુલામ દેશની મદદ માગી છે એ મદદ માટેની બ્રિટનની માગણીમા જો કશુંય અજુગતુ ન હોય તો હિંદને જરૂર છે એવી સહાય મેળવાની કોઈકની તત્પરતાનો સ્વીકાર કરવામા અને શો વાધો હોઈ શકે ? બ્રિટિશ શાહીવાદ સામેના અમારા આખરી જગમા મળી શકતી તમામ મદદનો અમે ખુશીથી સ્વીકાર કરીશુ [પૃ ૧૬૦]

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે જાપાને આપેલા વચનો ઉપર સુભાષે મદાર બાંધ્યો હતો ચીનનો દાખલો નજર સામે રાખનારા એમના દેશબાંધવો આ ગળે ઉતારવા તૈયાર ન હતા

(૧૯૪૨મા ક્રિપ્સ મંત્રણાઓ વખતે 'રોઇટર્સ'ના એક સંદેશાએ વિમાની અકસ્માતમા સુભાષ મૃત્યુ પામ્યાના સમાચાર આપ્યા હતા આ સાભળી દેશ આખો ઊંડી ગમગીનીમા ગરકાવ થઈ ગયો હતો અને સુભાષ પ્રત્યેની હિન્દની આ લાગણી જોઈ બ્રિટિન સત્તા આશ્ચર્યથી મૂઢ થઈ ગઈ આ પછી નવુ નવુ વર્ષોના વહાણા વાઈ ગયા અને ફરી વાર વિમાની અકસ્માતને પરિણામે ટોકિયોની એક ઇસ્પિતાલમા સુભાષ અવસાન પામ્યાની અફવાઓ નહેતી મુકાઈ છે) એમના અવસાનના આ સમાચાર સાચા હશે ? આશા રાખીએ કે એ ખોટા હોય



# ૩. કમળાદેવી

હિંદની સર્વોત્તમ વીરાંગના કોણ એમ જો કોઈ મને પૂછે તો બેશક હું શ્રીમતી કમળાદેવી તરફ જ આંગળી ચીંધું "કરેંગે યા મરેંગે"નો સાક્ષાત્કાર એટલે કમળાદેવી એમનામાં બહાદુરી સાથે જવલ્લે જ જોવા મળતી વિનમ્રતા પણ છે. પરસ્પર ભિન્નભિન્ન વિચારસરણીઓથી તંગ બનતા વાતાવરણમાં રહી કામ કરવાનું એમને નસીબે સદૈવ લખાયલું જ હોય છે. આ બધું છતાં, નથી એ કદી અવિનયી થતાં કે નથી કદી ઉગ્ર બનતાં.

જે બંડખોર વિચારો એ વ્યક્ત કરે છે તે તમામ એમણે જીવનમાં ઉતારી બતાવ્યા છે. શ્રીમંત કુટુંબમાં જન્મેલાં કમળાદેવીનું લગ્ન, રૂઢિ અનુસાર છેક નાની વયમાં થયેલું અને હજી તો શાળાનો અભ્યાસ પણ પૂરો નહોતો થયો ત્યાં એમને વૈધવ્ય પ્રાપ્ત થયેલું હિંદુ સ્ત્રી માટે આથી વધુ કમનસીબ સ્થિતિ કઈ હોઈ શકે? હવે અભ્યાસ ન થાય, 'નિવૃત્ત' જીવન જ ગુજારવું પડે અને વૈધવ્યનાં તમામ ચિહ્નોનું પ્રદર્શન પણ કરવું જ પડે! પરંતુ નાની કમળાએ તો અભ્યાસ જારી રાખવાનો દૃઢ નિશ્ચય જાહેર કરી દીધો. થોડા જ સમય બાદ મેંગલોરનું પિતૃગૃહ છોડી કમળાએ મદ્રાસમાં સેન્ટ મેરીઝ કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. કૉલેજના અભ્યાસકાળ દરમિયાન, જીવનની હજી વીસ વસંતો પૂરી નહોતી થઈ તે પહેલાં જ, ફરી એક વાર એમણે રૂઢિગ્રસ્ત સમાજને ચોંકાવ્યો. સરોજિની નાયડુના ભાઈ અને પ્રતિભાસંપન્ન કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય સાથે એમણે લગ્ન કર્યું. આ લગ્ન માત્ર જાતપસંદગીનું હતું એટલું જ નહિ, એ આંતરપ્રાંતીય હતું અને આંતરજાતીય પણ હતું; ઉપરાંત એ પુનર્લગ્ન પણ હતું. સ્વાભાવિક જ સર્વત્ર ખૂબ ખળભળાટ થઈ ગયો હતો!

રૂઢિચુસ્ત મડળોના બડેખાઓ આ લગ્નથી ખૂબ જ અકળાઈ ઊઠ્યા એમા શુ આશ્ચર્ય ? હરિન્ ખૂબ જ તેજસ્વી અને બુદ્ધિશાળી યુવાન હતો અને ઉજ્જવળ ભાવિના ઉંબરે ડગ માડતો હતો તો કમળા ની અત્યન સ્વરૂપવાન, ઉત્સાહી અને આદર્શવાદી યુવતી હતી 'કમળા સાથેનુ મારુ મિલન દેવોન પણ ઈર્ષ્યા કરાવે એવુ છે" એવા હરિનના કથનમા અત્યુક્તિ જરાય નહોતી હરિનની આ ઉક્તિનો ઉત્તર વાળતા વિખ્યાત આ ઈરીશ કવિ ડબ્લ્યુ બી યીટ્સે કહ્યુ હતુ કે, "ભાઈ, દેવોને ઈર્ષ્યા કરાવે એવી પરિસ્થિતિથી હમેશ સભાળતા રહેવુ" તે વેળાએ એ સુખી દપતીને ક્યાથી ખ્યાલ હોય કે વિનો મા બોલાયલુ યીટ્સનુ એ વાક્ય ભવિષ્યવાણી જ હતુ ? કારણ કે, પદર વર્ષ રહીને હરિન્ અને કમળા અલગ થયા.

આજે છે તેમ ત્યારેય પણ કમળાદેવીની જ્ઞાનપિપાસા તો વણસતોષી જ રહેતી અને તેથી વધુ અભ્યાસ માટે એણે વિલાયત જવાનુ નક્કી કર્યું આર્થિક મુશ્કેલી તો હતીજ નહિ એમના પિતા મદ્રાસની સનદી નોકરીના એક ઉચ્ચ અધિકારી હતા અને માતા કર્ણાટકના એક ખૂબ જ ખાનદાન અને શ્રીમત કુટુબના પુત્રી હતા એમના કાકાએ ધારાશાસ્ત્રી તરીકે બહુ મોટી નામના મેળવી હતી અને તે ખૂબ ધનવાન પણ હતા આટલી બધી અનુકૂળતાઓ ઉપરાત કમળાદેવીમા અદમ્ય ઉત્સાહ અને અગાધ જ્ઞાનપિપાસા હતા પછી શુ જોઈએ ? બેડફર્ડ કોલેજના એ વિદ્યાર્થીની બન્યા અને લડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમા પણ હાજરી આપવી એમણે શરૂ કરી.

વિદેશી સત્તા સામે મહાત્મા ગાધીએ અસહકારનું શસ્ત્ર ઉગામતા તરત જ કમળાદેવીએ ઇગ્લિડમા અભ્યાસ અભરાઈએ ચઢા વે। અને માતૃભૂમિની સેનામા હાજર થઈ ગયા વિદ્યાર્થી તરીકેની કારકિર્દિનો કે યુરોપ જવા માટે કરેલા ખર્ચનો ત્યારે એમણે ખ્યાલ પણ ન કર્યો. એક જ વાત મહત્ત્વની હતી–માની મુક્તિ

સ્ત્રીસ્વાતન્ત્ર્યની ઝૂબેશમા તો કમળાદેવી પહેલેથી જ ઊંડો રસ લઈ રહ્યા છે પોતાના અનુભવે એ સમજતા થયા હતા કે, પુરુષોએ રચેલી

આજની આ દુનિયામા સામાજિક સિતમોનો જો કોઈ વધુ નિર્દય ભોગ બનતુ હોય તો તે સ્ત્રીઓ જ છે અખિલ-હિન્દ મહિલા શિક્ષણ પરિષદના પહેલા જ અધિવેશનના મહામંત્રી તરીકે એમની સર્વાનુમતે ચૂંટણી થઈ હતી. થોડા સમય બાદ તેઓ અખિલ-હિન્દ મહિલા પરિષદનાં સગઠન મંત્રી પણ બન્યા અને વર્ષો સુધી એ પદે એમણે કામ કર્યું. એમનાં અમાપ ઉત્સાહ અને અપાર નિષ્ઠાએ પરિષદના કાર્યને નવો જ વેગ આપ્યો. સસ્થાપકની ધગશનો સાક્ષાત્કાર એમણે સૌ કોઈને કરાવ્યો. દેશભરનો પ્રવાસ કર્યો, ઠામ ઠામ ભાષણો કર્યાં, નવા નવા સપર્કો સાધ્યા, ઠેકઠેકાણે પરિષદની શાખાઓ શરૂ કરી અને સર્વત્ર યુવાન સ્ત્રીઓને પરિષદનું કાર્ય આગળ ધપાવવા અને નવરચનામાં પોતાનું યોગ્ય સ્થાન હાથ કરવાની હાકલ કરી.

ધારાસભાની ચૂંટણીમાં ઊભી રહેનાર મહિલાઓમાં પ્રથમ હોવાનું માન કમળાદેવીને ફાળે જાય છે. યુરોપના બીજી વારના પ્રવાસેથી પાછા ફર્યા બાદ તુરત જ, છેક છેવટની ઘડીએ, ઉમેદવારી નોંધાવવાનું એમણે કબૂલ્યું હતું. ઘણા શુભેચ્છકોએ એમને ચેતવ્યાં કે તમે ખૂબ મોડાં પડ્યાં છો એટલું જ નહિ, મતદારોની સંખ્યા પરિમિત છે અને સામેવાળાઓએ તો પૈસાની કોથળીનું મોં ખુલ્લું મૂકી દીધું છે! પણ એમ હારે તો કમળાદેવી શાનાં? સફળતા નિષ્ફળતાનો એ પ્રશ્ન નહોતો, એમને તો સ્ત્રીઓના એ અધિકારનો સ્વીકાર જ કરાવવો હતો.

ચૂંટણીના બાકી રહેલા થોડા દિવસોમાં પણ પોતાની અદ્ભુત કાર્યશક્તિને પ્રતાપે એમણે પરિસ્થિતિમાં નવો જ પલટો આણ્યો. એમના હરીફ ઉમેદવારનો તો પૈસા ખરચતાં ખરચતાં પણ નાકે દમ આવી ગયો. ચૂંટણીનું પરિણામ જાહેર થયું ત્યારે કમળાદેવીને માત્ર બસો જ મત ઓછા મળ્યા હતા. આ પરિણામથી સૌ કોઈને ખૂબ અચંબો થયો અને સામા પક્ષે પણ કબૂલ કર્યું કે, જો કમળાદેવીને થોડો વધુ સમય મળ્યો હોત તો એ જરૂર સફળ થાત. અત્યાર સુધી રૂઢિચુસ્તોનો

ડગલે ને પગલે સફળતાથી સામનો કરનાર વીરાંગના સામે એક વાર એ બાપડાઓ સફળ થયાં ખરા !

કમળાદેવી નિષ્ફળ થયા એ વાત ખરી, પણ એ ચૂંટણીનું રાજકીય મહત્ત્વ જેવું તેવું નહોતું હવે તો જાણે પરિસ્થિતિ સાવ પલટાઈ જ ગઈ છે અને આજે જો કમળાદેવી ક્યાંય પણ ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહે તો એ બિનહરીફ જ ચૂંટાય એમાં કશો શક નથી, કદાચ કોઈ હરીફાઈનો પ્રયાસ કરે તો એ એની જામીનની રકમ પણ ગુમાવે એ દીવા જેવી ચોકખી વાત છે દેશના આગેવાનોમાં કમળાદેવી આજે જે માનભર્યું સ્થાન ભોગવે છે તે જોતા આમાં આશ્ચર્યકારક કશું નથી

આ પ્રતિભા, રાષ્ટ્રીય આંદોલનોમાં એમણે આપેલા ભોગ અને દેશની એમણે કરેલી સેવાને આભારી છે સ્ત્રીસ્વાતંત્ર્યની લડત ઉપરાંત એમણે મુલકની આઝાદીની લડતોમાં પણ હરહમેશ ભાગ લીધો છે ૧૯૨૦ની આસપાસ યુવક પ્રવૃત્તિએ દેશ આખામાં નવો જુવાળ આણ્યો અને અને હિંદના રાજકારણની ક્ષિતિજ એના રંગોમાં નાહી રહી ત્યારે, કમળાદેવીએ એ પ્રવૃત્તિમાં જે હિસ્સો આપ્યો હતો તે આજ આટલા વર્ષો બાદ પણ યાદ રહે એવો છે ૧૯૨૮ માં સાઈમન કમિશન આવ્યું અને દેશભરમાં ભારે ઊહાપોહ મચી રહ્યો

દેશના મુખ્ય મુખ્ય રાજકીય પક્ષોએ સાઈમન કમિશનનો બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો મુંબઈની 'યુથ લીગે' (યુવકસંઘ) શરૂ કરેલો પ્રચારમંત્ર 'સાઈમન, પાછો જા' દેશભરમાં વ્યાપી ગયો ૧૯૨૯ના ડિસેમ્બરમાં અમદાવાદ ખાતે મુંબઈ પ્રાંતિક યુવક પરિષદનું જે યાદગાર અધિવેશન મળ્યું એના કમળાદેવી પ્રમુખ હતા એ અધિવેશનમાં એકઠા થયેલા યુવકયુવતીઓએ સ્વતંત્રતાની માગણીમાં પોતાનો સૂર ઉત્સાહપૂર્વક પુરાવ્યો બે જ અઠવાડિયા બાદ, પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપદે લાહોર ખાતે મળેલી કોંગ્રેસની બેઠકમાં પૂર્ણ સ્વરાજ્યનો જયઘોષ પોકારાયો અને એ દેશ આખાની માગણી બની ગઈ

૧૯૩૦માં સવિનયભંગની લડત શરૂ થતા જ કમળાદેવીએ એમા આગળ પડતો ભાગ લેવા માડ્યો મુબઈમાં એમણે જે કરી બતાવ્યું તેથી સહુ કોઈ દિંગ થઈ ગયું એ દિવસોમા એમણે કરેલાં અનેક પરાક્રમોની વાતો આજે પણ લોકો હોંસે હોંસે સંભારે છે. એક દિવસ કેટલીક દેશસેવિકાઓ સહિત એમણે મુંબઈના શેર બજાર ઉપર 'ચઢાઈ'કરી અને એક કલાકમાં ૪૦,૦૦૦ રૂપિયાનું ગેરકાયદે મીઠું વેચ્યું. એમની ધરપકડ થઈ, અને જ્યારે તપાસ ચલાવનાર ન્યાયાધીશે એમને ગુનો કબૂલ છે કે કેમ એ પૂછ્યું ત્યારે એના જવાબમાં કમળાદેવીએ એમને શહીવાદના હાથા બનવાનું છોડી દઈ અસહકારની લડતમાં ભાગ લેવાની સલાહ આપી. આશ્ચર્યમૂઢ બનેલા ન્યાયાધીશની હાજરી વીસરી જઈ એમણે અદાલતમાં જ ગેરકાયદે મીઠું વેચવું શરૂ કરી દીધું !

એમને નવ મહિનાની સજા થઈ અને જેલનો આ એમનો પહેલો જ અનુભવ હતો. અલબત્ત આ બાદ તો એમણે અનેક વાર કારાવાસ વેઠ્યો છે. એક સજા દરમિયાન તો એમને એક વર્ષ એકાંતવાસમાં પણ રહેવું પડ્યું હતુ.

કમળાદેવી ચુસ્ત સમાજવાદી છે. એમનું હૃદય ઉદાર છે અને પ્રગતિશીલ વિચારો ધરાવે છે તેથી ખૂબ યુવાન વયથી જ પીડિત અને શોષિત જનતાનું હિત એમને હૈયે વસી ગયું હતુ. ૧૯૩૪માં કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થતાં જ એમણે એમાં ઝુકાવ્યું. ૧૯૩૫મ પક્ષનું અખિલ-હિંદ અધિવેશન મીરત ખાતે મળ્યું ત્યારે એ એનાં પ્રમુખ હતાં. સત્કાર સમિતિનાં પ્રમુખ સત્યવતી દેવી અને અધિવેશનનાં કમળાદેવી. સમાજવાદી પરિષદનાં બે મુખ્ય સ્થનો આ બે વિશિષ્ટ સન્નારીઓએ શોભાવ્યાં હતાં તે બીનાને, હિંદના જાહેર જીવનમાં સ્ત્રીઓના નવા દરજ્જાની દ્યોતક ગણી, સર્વત્ર વધાવી લેવામાં આવી હતી.

કમળાદેવીને મુસાફરી સાથે ભારે મહોબત છે. રાજકીય અને સામાજિક કાર્યને અંગે તેઓ હિંદમાં દરેક ભાગમાં ઘૂમી વળ્યાં છે.

ત્રણ ત્રણ વાર તો એમણે યુરોપની મુલાકાત લીધી છે અને એક વાર આખી દુનિયાનુ પર્યટન પણ એમણે કર્યું છે જીનીવા, બર્લિન, પ્રાગ, એલ્સીનોર અને કોપનહેગન જેવા ભિન્નભિન્ન મથકોએ ભરાયેલી પાચ આતરરાષ્ટ્રીય મહિલા પરિષદોમા એમણે હિંદના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો છે

બીજુ વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે કમળાદેવી લડનમા હતા બ્રિટનના યુદ્ધહેતુઓ અને હિન્દની સ્વાધીનતાના પ્રશ્ન સાથેના એના સમધની સાફસાફ શબ્દોમા જાહેરાત થવી જોઈએ એવી માગણી કોગ્રેસ તરફથી રજૂ થતા હિન્દનો પ્રશ્ન દુનિયા સમક્ષ ઊભો થયો સર્વત્ર સ્વાધીનતા માટે લડવાનો દાવો કરતુ બ્રિટન પોતાના હાથમા તમામ સત્તા રાખી હિંદને એની આઝાદી નકારે એ વિસવાદ સૌ કોઈને સ્પષ્ટ સમજાઈ ગયો હિંદના સમાચારો બહાર ન જાય તે માટે ખૂબ કડક તકેદારી રાખવામા આવી સાચી વસ્તુસ્થિતિ ઉપરના આ સજ્જડ ઢાકણ ઉપરાત સર્વત્ર અને ખાસ કરીને અમેરિકામા બ્રિટને કપટી પ્રચારકાર્ય જોરશોરથી શરૂ કરી દીધુ અને હિન્દ વિશે તરેહતરેહના જુઠાણા ફેલાવવા માડ્યા

આ કપટી પ્રચારનો સામનો કરવા કમળાદેવીએ અમેરિકા જવાનો નિશ્ચય કર્યો ૧૯૩૯ના ઑક્ટોબરથી તે ૧૯૪૧ના માર્ચ સુધીના અઢાર મહિના એમણે નવી દુનિયાને પોતાનુ ઘર બનાવ્યુ ન્યુયોર્કથી સાન્ફ્રાન્સિસ્કો અને બોસ્ટનથી મેક્સિકોના અનેક સ્થળોએ હજારો લોકોએ એમના ભાષણોમા હાજરી આપવા માડી અમેરિકાના જાહેર જીવનમા વજનદાર અને મહત્ત્વની ગણાતી અનેક વ્યક્તિઓની મુલાકાત લઈ હિંદની સાચી પરિસ્થિતિ એમને સમજાવી હિંદ વિશેના અવળા પ્રચારના ધાડાપૂર સામે કમળાદેવીએ બહુ મોટો ભાગ આપી ભાષણો દ્વારા અમેરિકાના લોકો સમક્ષ હિંદ વિશે સાચી વાતો રજૂ કરી પોતાના દેશની જે સેવા બજાવી છે તે કદી ભૂલાશે નહિ

જાપાનમા એમનો ભાવભીનો સત્કાર થયો ત્યા પહેલા જ ભાષણમા પદર હજાર લોકોએ હાજરી આપી હતી કમળાદેવીએ પોતાના

સિદ્ધાંતોનો કદી ત્યાગ કર્યો નથી. એમની બહાદુર વૃત્તિ જાપાનમાં પણ અછતી ન રહી અને બહુ જ સાફ શબ્દોમાં એમણે ચીન ઉપરના જાપાનના આક્રમણને વખોડી કાઢ્યું. આવી હિંમત બતાવવી એ કંઈ નાનીસૂની વાત નહોતી!!

આથી હોંગકોંગમાં જહાજ ઉપર જ બ્રિટિશ પોલીસે એમની ધરપકડ કરી ત્યારે એમના આશ્ચર્યની અવધિ જ આવી યુદ્ધે ચઢેલા ચીનની હાલત જોવા એ ત્યારે ચુંગકીંગ જઈ રહ્યાં હતાં. ચીનની સરકારની દરમ્યાનગીરીથી એમનો છૂટકારો થયો. આ પછી એમણે સ્વતંત્ર ચીન અને કબજા હેઠળના ચીનની પણ મુલાકાત લીધી અને બેઉ ચીનના સરનશીનો–માર્શલ ચાંગ–કાઈ–શેક અને વાંગ–ચીંગ–વીને એ મળ્યાં. દૂર પૂર્વના આ બે દેશોના પ્રવાસની છાપ એમણે "ઈન વૉર ટૉર્ન ચાઈના" અને "જાપાન-ઈટ્સ વીકનેસ એન્ડ સ્ટ્રેન્થ" નામનાં બે રસપ્રદ પુસ્તકોમાં ઝીલી છે.

કમળાદેવીને ઉચ્ચ કલાવૃત્તિ વરી છે. લલિતકળાનો એમને શોખ છે એટલું જ નહિ, એ એનાં અચ્છાં જાણકાર પણ છે સંગીતનો એમને ખૂબ શોખ છે અને એમના પોતાના કંઠમાં સંગીતનો રણકો સહેજે સાંભળી શકાય છે.

એમની લાક્ષણિકતાઓ શી છે? પહેલી તો, સાદી સમજ છે, કશી હોહા કર્યા વિના, મુશ્કેલ કામો પણ એ કરાવી શકે છે પ્રવાસ દરમિયાન પણ એમનું ટાઈપરાઈટર તો એમની સાથે હોય જ: અને મિત્રોની ગમે એટલી ખીજ છતાં એ ત્રીજા વર્ગના ધિક્કાર ગિરદીવાળા ડબ્બામાં પણ સ્વસ્થતાથી બેસી પોતાના લેખો સીધા જ ટાઈપ કરી લે છે. પહેલાં લખી પછી એ ટાઈપ કરવાની જરૂર એમને નથી પડતી. આદર્શ અને વ્યવહારનું અજબ મિશ્રણ થયેલું એમનામાં સ્પષ્ટ જોઈ શકાય છે. ખેડૂતની ભાંગીતૂટી ઝૂંપડીમાં કે મહારાણીના આલિશાન મહેલમાં–એમની સ્વસ્થતા એવી ને એવી જ રહે છે. એટલુ જ નહિ,

મુલાકાતની પહેલી બે જ મિનિટમા એ એકૂત સ્ત્રીને કે મહારાણીને એકેને પોતાને વિશે તુરત જ નચિંત બનાવી દઈ શકે છે.

૧૯૪૪માં અણીને પગે એમને ફરી એક વાર હિન્દમાં સ્ત્રી પ્રવૃત્તિની આગેવાની લેવાનુ કહેવામા આવ્યું ત્યારે એ બિમાર હતા આમ છતાં, એમણે એ આગેવાની લેવાનુ કબૂલ્યુ. ૧૯૪૪–૪૬ નાં બે વર્ષોમાં અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ તરીકે એમણે જે સેવાઓ બજાવી છે તે એ મહાન સસ્થાના ઇતિહાસમાં સોનાના અક્ષરે લખાઈ અમર બની ગઈ છે ઉચ્ચ કુટુબની મહિલાઓની એક પ્રતિષ્ઠિત મડળીમાથી દેશની એક આગેવાન સ્ત્રી સસ્થા, એ પરિષદ બની ગઈ તેનો ઘણો મોટો યશ કમળાદેવીને ફાળે જાય છે.

કોઈ પણ હિન્દી આગેવાનને ન મળ્યું હોય એવુ માન પંડિત જવાહરલાલ નેહરુને, કોગ્રેસના એ ચોથી વાર પ્રમુખ તરીકે ચૂટાતા મળ્યું બીજા અનેક ગુણો ઉપરાત, હિન્દની સ્ત્રીઓનુ દષ્ટિબિંદુ બરાબર રજૂ કરી શકે એમ હોવાથી, પડિતજીએ કમળાદેવીને પોતાની કારોબારી સમિતિમા લીવા કમળાદેવીના સમાજવાદી મિત્રો તો કારોબારી સમિતિમાં નહોતા જોડાવાના પરતુ પડિતજીની માગણીને માન આપીને એમણે કમળાદેવીને એ સમિતિમા જવા દીધા *

કમળાદેવી એટલે બડની સાક્ષાત્ મૂર્તિ. શ્રીમંત કુટુબમા લાડકોડમા ઊછરેલી એ છોકરીએ બધુ છોડી દઈ, જાહેર જીવનની ઉપાધિ અને આપદા રાજીખુશીથી વહોરી લીધી છે. બાળાજીવન દરમિયાન જ, વિધવા બનતા એણે યુગો જૂની રૂઢિ ફગાવી પુનર્લગ્ન કર્યું હતુ. અગાધ જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા દરિયો ખેડી પરદેશ જવાનુ સાહસ એણે કર્યું હતુ પૈસા કે કીર્તિ ખાતર નહિ, પણ કલાના નવા આદર્શોને મૂર્ત કરવા તખ્તા ઉપર ભાગ લેનાર, પ્રતિષ્ઠિત કુટુબની એ પહેલી જ મહિલા છે ધારાસભાઓની

* આ લખાયા બાદ, છેક હમણા કોગ્રેસ સમાજવાદી પક્ષના મહામત્રી શ્રી જયપ્રકાશ નારાયણ પણ, કોગ્રેસ કારોબારી સમિતિના સભ્ય બન્યા છે

ચૂટણીમા મુશ્કેલીઓના પહાડ છતા, ઊભી રહેનાર એ પહેલી જ સ્ત્રી છે. અથાગ પરિશ્રમની એનામા શક્તિ છે, સગઠન કેવો અને કેટલો ભોગ માગે છે તેનો એને જાતઅનુભવ છે સર્વત્ર આળસ, શિથિલતા અને બેદરકારી દૂર કરતી આ નારી જ્યા જાય છે ત્યાં પ્રકાશ વેરે છે, ઉત્સાહ જગાવે છે પ્રવર્તકની નીડરતા એનામા છે અને પરિણામની પરવા ગણ્યા વિના, જાપાનની ભૂમિ ઉપર જ એ ચીન ઉપરના આક્રમણની ઝાટકણી કાઢી શકી હતી રાજદ્વારી કાર્યકર્તાના અહભાવ વિનાની આ સ્ત્રીએ દેશની બધી જ લડતોમા હસતે મોઢે પોતાનો ફાળો આપ્યો છે. આવા છે કમળાદેવી



# ૪ અરુણા અસફઅલી

૧૮૫૭ના પહેલા સ્વાતંત્ર્યસંગ્રામની નાયિકા ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ છે( ૧૯૪૨ના વિપ્લવની નાયિકા અરુણા અસફઅલી છે)

(અરુણાના અનેક પરાક્રમોની કહાણી જુનકાળની કો પરીકથા જેટલી જ રોમાંચક છે.) આ યુવાન, અદમ્ય વિપ્લવવાદી રમણીની વિશિષ્ટતા શેમાં છે ? એનામાં(સમાજના ઉચ્ચ વર્ગની મહિલાનુ લાલિત્ય અને સંસ્કારિતા છે તો સાચા બંડખોરની બહાદુરી અને ઉત્સાહ પણ છે)

(અરુણા એટલે કાર્યપરાયણતા. એ જે કંઈ હાથમાં લે છે તેને ખૂબ ખંતથી વળગી રહે છે. અર્થહીન વાતોમાં અરુણાને ક્યારેય રસ હોતો નથી )

૧૯૪૨ના ઓગસ્ટના પહેલા અઠવાડિયામાં મુંબઈમાં મહાસમિતિની યાદગાર બેઠક મળી ત્યારે અરુણા પોતાના વિખ્યાત પતિ સાથે મુંબાઇ આવી હતી. હમેશનો જ આનંદી, હસમુખો અને ઉલ્લાસી એનો ચહેરો આ વેળા કંઈક વધુ આકર્ષક લાગતો હતો અને એની નસોમાં લોહી જોરથી વહેતુ સ્પષ્ટ દેખાતું હતું. મહાસમિતિના વિશાળ મંડપમાં આમથી તેમ ફરી વળતાં, એ કેટલા ય જૂનાં ઓળખાણો તાજાં કરતી અને નવા દોસ્તો ઊભા કરતી. આવી ચચળ અને ચબરાક યુવતીમાં અગાધ આધ્યાત્મિક બળ ભર્યું હશે એવો ખ્યાલ ત્યારે કોને આવી શકે ? કોણ આ કલ્પી શકે કે બીજા જ દિવસની સવારથી અરુણા હિંદની ક્રાન્તિકારી ચળવળની આગેવાની લેશે ?

(એની સિદ્ધિઓ સાચે જ અપૂર્વ અને ધ્યાનપાત્ર છે. ૯ મી ઓગસ્ટને દિને કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્યોની ધરપકડ બાદ, મહાસમિતિના મંડપ આગળ થયેલા ધ્વજવંદનની એણે આગેવાની લીધી)

આસપાસ લોક કીડિયારા જેમ ઉભરાયું હતું. પોલીસે શસ્ત્રોની મદદથી આ સભા વિખેરવાનો પ્રયાસ કર્યો. દિનભર ટિયર ગેસ, લાઠી અને ગોળીનો મારો ચાલ્યો પોતાની જાન ઉપર ઝઝૂમતા ભયની પરવા રાખ્યા વિના, સલામતીના કશાય ખ્યાલ વિના, ટોળાંની વચ્ચોવચ એ ઘૂમતી જ રહી અને લોકોને પ્રોત્સાહન અને સૂચના આપતી રહી.

નિર્દોષોની નાહકની કત્લેઆમ અને લોકોની આ યાતનાઓ જોઈ અરુણાનો જુસ્સો ઉછળી આવ્યો. તે ઘડીથી માંડી અરુણાએ ક્રાંતિકારી રાજકારણમાં ઝંપલાવ્યું. ૧૯૪૨ના ઓગસ્ટની ૯મીથી તે એની સામેનો હુકમ ૧૯૪૫ જાન્યુઆરીની ૨૬મીએ રદ્દ થયો ત્યા સુધી અરુણા ભોંયમાં ભંડારાઈ ગઈ. ગુપ્તવાસ સેવતા રાજદ્વારી કાર્યકર્તાની જેમ, આજે અહીં તો કાલે ત્યાં, આજે એક નામે તો કાલે બીજે નામે, એમ અરુણા ફરતી રહી આ રખડપટ્ટી દરમિયાન જ એની માતાનું મૃત્યુ થયું અને એની આખરી વેળાએ અરુણા એની પાસે હાજર ન જ રહી શકી. મરતી માને લાડકી દીકરીના આ હાલહવાલથી કેવો રંજ થયો હશે?

આ બધો વખત દરમિયાન છૂપી પોલીસે તો અરુણાનો પીછો જ પકડ્યો હતો. વિદેશી સત્તાએ એને 'ભાગેડુ' તરીકે જાહેર કરી અને એની ધરપકડ માટે રૂપિયા પાંચ હજારનું ઇનામ પણ જાહેર કર્યું. એને પકડવા હિંદનાં દરેકે દરેક શહેરમાં સરકારે છૂપી પોલીસ, બાતમીદારો, ભાડૂતી પ્રચારકો અને જાસૂસોની ફોજની ફોજ છૂટી મૂકી દીધી હતી પરંતુ આ કાબેલ અને અનુભવીઓની આખીય જમાત કરતાં અરુણા વધુ કાબેલ નીકળી, વધુ સાવધાન પુરવાર થઈ, અને લગભગ અઢી વર્ષના આ ગુપ્તવાસ દરમિયાન અરુણાએ કરેલાં અનેક પરાક્રમોની કહાણી, કોઈક દિવસ એ પોતે કહેશે ત્યારે જ જાણશે. આજન્મ વિનમ્રતા અને નિસ્પૃહતાની ઉપરવટ જઈ શકે તો જ અરુણા આ વાત કહી શકશે.

આમ છતાં, કેટકેટલી વાતો તો ક્યારનીય પ્રચલિત બની છે. એક વાર એને ચેતવણી મળી કે એના ગુપ્તવાસની પોલીસને જાણ થઈ ગઈ છે અને એ જગ્યા સલામત રહી નથી, અને તરત જ સ્થળાંતર

થતુ જોઈએ આમ છેક છેવટની ઘડીએ એ ક્યા જાય ? એક તુક્કો સૂઝ્યો, એ દિવસના સવારના અખબારોમા એક ઈગ્લીશ કુટુબમા પૈસા આપી રહેવા રાજી હોય એવા યુરોપિયન માટે જાહેરખબર હતી તરત જ અરુણા ટેકસીમા ત્યા ગઈ જાહેરખબર આપનાર બાઈ તો અરુણાના વ્યક્તિત્વથી એટલી મુગ્ધ થઈ ગઈ કે આગતુક યુરોપિયન હોવા વિશેનો પોતાનો આગ્રહ જતો કરી એણે અરુણાને રાખી લીધી આમ ફરી એક વાર અરુણા પોલીસને હાથતાળી આપી છટકી ગઇ અને પોલીસ નિરાશામા હાથ ઘસતી જ રહી

એક બીજે પ્રસગે અરુણા ખૂબ માદી પડી એને મરડો થયો અને એ છેક ન ઓળખાય એવી સ્થિતિએ પહોચી ગઈ પાડુરોગની શરૂઆતના ચિહ્નો પણ દેખાવા લાગ્યા એક શ્રીમત મિત્રને ત્યા રહી પૂરતી સારવાર કરાવવા માટે એને ખૂબ ખૂબ સમજાવવામા આવ્યુ ભૂગર્ભના પોતાના સાથીદારોના અત્યત આગ્રહને વશ થઈ છેવટે અરુણા કબૂલ થઈ વળતે જ દિવસે અગાઉથી કશાય ખબર આપ્યા વિના જ અરુણાના યજમાનનો એક દોસ્ત ત્યા ટપકી પડ્યો આ દોસ્ત કઈ જેવો તેવો આદમી નહોતો એ ખૂબ ઊંચા દરજ્જાનો સરકારી અધિકારી હતો કુટુબ સાથે ઘરવટ જેવો સબધ હોવાથી આ સાહેબ તો છેક અદર ચાલી આવ્યા આગતુકનુ આશ્ચર્ય અને યજમાનની મૂઝવણ અરુણા તરત જ પારખી ગઈ આવો ઉચ્ચ અધિકારી ધીટ ક્રાંતિકારી સન્મુખ આવી ઊભો હતો કશુંક માર્ગ તો કાઢવો જ રહ્યો અરુણાએ એ અધિકારીને આવકાર્યો અને જાણે કે પોતાના જ ઘરમા જાણે ન હોય તેમ એની સાથે એણે વાતો કરવી શરુ કરી તગ વાતાવરણ કશુંક હળવુ થયુ ત્યારબાદ તો એ બેઉ જણાએ ભારે રસપૂર્વક વાતો કરી પોલીસને બાતમી આપવાની વાત તો બાજુએ રહી એ ઉચ્ચ અધિકારીએ માત્ર એટલુ જ કહ્યુ કે, રચાતા ઇતિહાસની કેટલીક ઘડીના સાક્ષી થવાનુ મહાભાગ્ય મને સાપડ્યુ એ નાનીસૂની વાત નથી

એની બહાદુરી અને બિરાદરીની અનેકાનેક વાતો વહેતી મૂકાઈ છે. યોગ્ય સમયે જ આ બધી વાતોની જનતાને જાણ થશે. આ બધા બનાવોમાંથી એક રોમાંચક અને કુનેહબાજ મહિલાની મૂર્તિ આપણી નજર સમક્ષ ઊભી થાય છે અરુણાની બંડખોર પ્રવૃત્તિઓ પ્રત્યે આશ્ચર્ય વ્યક્ત કરનારાઓ ભૂલી જાય છે કે, અરુણા એકાએક ક્રાંતિકારી બની નથી ગઈ છેક નાનપણથી એનામાં પૂરતા પ્રમાણમાં આજ્ઞાશક્તિ અને ઇચ્છાશક્તિ બન્ને હતાં અને પોતાનું ધાર્યું કરવાની ટેવ પણ ખરી ચૌદ વર્ષની ઉમરે પૂરી ગંભીરતાથી એણે ખ્રિસ્તી સાધ્વી બનવાની તૈયારીઓ કરેલી અરુણા ત્યારે લાહોરની એક ખ્રિસ્તી શાળામાં અભ્યાસ કરી રહી હતી આ શાળાની મુખ્ય શિક્ષિકા અદ્ભુત વ્યક્તિ હતી અને એના સંપર્કમાં આવનાર સૌ કોઈને વશ કરવાની એનામાં શક્તિ હતી. નાની અરુણા ગાંગુલી એને ખૂબ ખૂબ વહાલી હતી. એ અરુણાને બાઈબલમાંથી વાતો કહેતી, જીસસ અને મેરીની જીવનકહાણી કહેતી, એને વાંચવા પુસ્તકો આપતી અને આ રીતે એની જીજ્ઞાસા જાગ્રત કરતી અને સદૈવ જાગ્રત રાખતી. એ કહેતી, દુનિયામાં તો જ્યાં જુઓ ત્યાં કલહ જ ભર્યો છે, આથી શુદ્ધ અને ભક્તિભાવ ભર્યું જીવન જીવવાની ખૂબ જ અગત્ય છે છેવટે જ પોતાનું નાનકડું ટેકું ધુણાવી અરુણાએ સાધ્વી બનવાનો નિશ્ચય સ્વજનો આગળ જાહેર કર્યો. ભયભીત બનેલાં માતાપિતાએ અરુણાને ખૂબ ઠપકો આપ્યો, ખ્રિસ્તી શાળામાંથી ઉઠાવી લીધી અને એને અને એની નાની બહેન પૂર્ણિમાને નૈનિતાલની પ્રોટેસ્ટન્ટ શાળામાં મૂકી. અરુણાએ ત્યારે કેવા ધમપછાડા કરેલા!

થોડાં વર્ષો વિત્યા ન વિત્યાં ત્યાં અરુણાએ ફરી એકવાર માથું ઊંચક્યું. એનાં માતાપિતાએ ધારા મુજબ એનાં લગ્ન કરવાનું નક્કી કર્યું. એ કબૂલ ન થઈ. એણે પોતે સ્વતંત્ર થવાનો અને પોતાના પગ ઉપર ઊભા રહેવાનો નિશ્ચય કર્યો લાહોરથી અરુણા છેક કલકત્તા આવી અને છોકરીઓ માટેની ગોખલે સ્મારક શાળામાં શિક્ષિકા થઈ. પોતાના નિર્વાહનો જ નહિ, પરંતુ કમાણીમાંથી ઇંગ્લંડ વધુ અભ્યાસ

માટે જવા જેટલા પૈસા બચાવવાનો પણ એણે નિશ્ચય કર્યો હતો. કેવો પ્રબળ આશાવાદ?

પણ એણે ન ધાર્યો હોય, ન કલ્પ્યો હોય એવો બનાવ તરત જ બન્યો. એની નાની બહેન પૂર્ણિમા અલ્હાબાદમાં પરણી હતી. રજાઓ દરમિયાન અરુણા પોતાની એ બહેનને ત્યાં ગઈ. વિધિનું કરવું તે બેનરજી કુટુંબમાં એમનો એક મિત્ર ત્યાં મહેમાન બની રહ્યો હતો. મુસ્લિમ લીગની કલકત્તા ખાતેની બેઠકમાંથી હાજરી આપી પાછા ફરતાં એ થોડા દિવસ માટે અલ્હાબાદ ઊતર્યો હતો. થોડાં જ વર્ષો પહેલાં, અસહકારની લડતમાં એણે અઢાર માસનો કારાવાસ પણ સેવ્યો હતો. રાજદ્વારી મંડળોમાં એ જાણીતો હતો અને એ આશાસ્પદ બૅરિસ્ટરની કમાણી ધીમે ધીમે વધતી જતી હતી. આરામની પળોમાં એ વાંચવાનું ભયંકર પાપ, અને કવિતા કરવાનું એથી પણ વધુ ભયંકર પાપ કરતો હોવાનું મનાતું! એનું નામ હતું અસફઅલી. અરુણાને એની બહેન પૂર્ણિમાના નિવાસસ્થાને એ મળ્યો. બેઉ એકબીજા પ્રત્યે આકર્ષાયાં. એક અદ્‌ભુત પ્રેમપ્રકરણ શરૂ થયું.

બનવું સાવ સ્વાભાવિક છે તેમ અરુણા અસફઅલી સાથે પરણે એ સામે અનેક વાંધા રજૂ થયા. અસફઅલી મુસ્લિમ અને અરુણા હિન્દુ: અરુણા અઢાર વર્ષની અને અસફઅલીની ઉંમર એકતાલીસની. પરંતુ અરુણાનો નિર્ણય અફર હતો. એ નિર્ણય વિરુદ્ધની તમામ સલાહસૂચના એણે નકારી.

લગ્ન થતાં જ, અરુણાના જીવનમાં ગંભીર પ્રશ્નો ઊભા થયા. એનો પતિ રાજદ્વારી નેતા તરીકે જાણીતો હતો એટલું જ નહિ, પર્શિયન અને ઉર્દૂનો એ અચ્છો જાણકાર હતો, અને અરુણાને તો એમાંથી એકેય ભાષા આવડતી નહોતી. ફરીદ અનસારી તો આ માટે અરુણાને વારંવાર ચીડવતાં કહેતો, "ભાભી, તમે ઉર્દૂ ક્યારે શીખશો? અસફ-અલી તો તમારે વિશે ઉર્દૂમાં એટલી બધી કવિતાઓ રચે છે કે, હવે તો શાહીનો દુકાળ જ પડવાનો છે. અને તમે બિચારાં એ કવિતા

એથી ખૂબ આશ્ચર્ય થયુ સવારે છથી છેક રાતે આઠ સુધી આ પ્રકરણ ચાલ્યુ છેવટે ગાંધીજી અને ડો અનસારી બનેએ અરુણાની સાથેના કેદીઓને એમનો આગ્રહ કા ના તારથી સમજાવ્યા અરુણા એકલી જ જેલમા રહી થોડા દિવસ બાદ, જોરદાર આંદોલનને પરિણામે અરુણાને મુક્ત કરવાની સત્તાવાળાઓને ફરજ પડી જેલને દરવાજે ખાન અબ્દુલ ગફારખાન અને બીજા સખ્યાબદ્ધ મિત્રોએ એનો ભાવભીનો સત્કાર કર્યો

૧૯૩૨ની લડત વખતે એને જેલની સજા ઉપરાત બસો રૂપિયાનો દ ડ પણ થયો હતો દ ડ તો અરુણાએ ન ભર્યો એટલે પોલીસે જવ ને જ જેવા મળતુ માનસશાસ્ત્રના પોતાના જ્ઞાનનુ પ્રદર્શન કરા યુ ! અરુણાના પતિનુ રાચરચીનુ જપ્ત ન થયુ ન એના બેન્કના ખાતા ઉપર તરાપ પડી, પોલીસે તો અરુણાની કિંમતી સાડીઓજ જપ્તીમા લીધી !

રાજદ્વારી કેદીઓ પ્રત્યેના વર્તાવના પ્રશ્ન ઉપર, દિલ્હીની જેલમા સત્તાવાળાઓ સાથે વર્ષણ ઊભુ થયુ ત્યારે અરુણાએ અપવાસ આદર્યો અને માંદી પડવા છતા ચાલુ રાખ્યા રાજદ્વારી કેદીઓની માગણીઓ સરકારને મજૂર કરવી પડી પરતુ એણે વેર લીધુ અરુણાને અબાલા જેલમા ખસેડવામા આવી સ્ત્રીઓ માટેની આ જેલ ન હોવાથી એને એકાતવાસમા પુરાવુ પડયુ

આ પછીના બીજા દસ વર્ષ સુધી અરુણાએ રાજકારણમા સક્રિય ભાગ ન લીધો એ જાણી ઘણાને ખૂબ આશ્ચર્ય થશે રોજિંદા કાર્યક્રમથી પણ એ દૂર રહેવા લાગી પરતુ આ બધો વખત એ હાથ જોડી બેસી નહોતી રહી વાચન, મનન, અભ્યાસ અને પૃથક્કરણની પ્રક્રિયાઓ ચાલુ જ હતી કોંગ્રેસના સગઠનની ખામીઓ એ જોઈ શકતી અને આઝાદી હાસલ કરવા માટે એ પોતાના જ માર્ગો કાર્યક્રમો અને યોજનાઓનો વિચાર કર્યા કરતી 'ચલે જાવ'ની હાકલ થતા જ એને પોતાની યોજનાઓ ચકાસી જવાનો મોકો મળ્યો તદુપરાત એને જયપ્રકાશ, અચ્યુત અને લોહીઆ જેવા પ્રખર કાર્યકર્તાઓ તેમ જ બીજાઓ સાથે કામ

સમજી પણ શકતા નથી! હંમેશ ચીઢવવામાં આવતી તેથી એક દિવસ અરુણાએ બતાવી આપવાનો નિશ્ચય કર્યો. એની સ્નેહાળ સાસુએ ટૂંક વખતમાં જ અરુણાને એવી તો તૈયાર કરી દીધી કે મુંબઇ અને હિન્દના બીજા જંગલી ભાગોમાં વસતા, એના કરતાંય ઓછું ઉર્દૂ જાણતા સમજતા પોતાના મિત્રોની અરુણા મજાક ઉડાવી શકતી.

અરુણાની બેઉ બહેનો પણ એની જેમ જ વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવે છે આ વાતનો વિચાર કરતાં લાગે છે કે, ગાંગુલી કુટુંબ પોતાની આ ત્રણેય સુપુત્રીઓ માટે સાચે જ ગૌરવ લઈ શકે એમ છે. અરુણા અસફઅલી, પૂર્ણિમા બેનરજી અને નન્દિતા કૃપાલાની પોતપોતાની રીતે અજોડ અને વિશિષ્ટ છે.

૧૯૩૦-૩૨ અને ૧૯૪૦ની સત્યાગ્રહની લડતોમાં અરુણાએ કારાવાસ વેઠ્યો છે. ૧૯૪૨માં તો એ એવી સફળતાથી છટકી જઈ શકેલી કે એણે જેલ ટાળી એટલું જ નહિ, કારાવાસરૂપી "દ્વારકાની છાપ" મેળવ્યા વિના પણ પ્રખ્યાત થવાનો નવો જ કીમિયો એણે શોધી કાઢ્યો.

કારાવાસમાં એને સુંવાળી પથારી નથી મળી. ૧૯૩૦માં એના એક ભાષણે દિલ્હીના ચીફ કમિશનરને હેરાનપરેશાન કરી દીધેલો. એ ભાષણ હતું ૧૮૫૭ના વિપ્લવ વિશેનું. આમ છતાં સત્તાવાળાઓએ એના ઉપર ફિતૂરના આરોપસર નહિ, ભટકવા અને જીવનનિર્વાહના પ્રામાણિક માર્ગો વિનાની હોવા બદલ કામ ચલાવેલું!! સારી ચાલચલગતના જામીન આપવાનો ઇન્કાર કરવા બદલ એને એક વર્ષની સજા થઈ હતી. આપણી સર્વસત્તાધીશ નોકરશાહીમાં કલ્પનાનો છાંટો નથી એમ કોણ કહી શકે?

થોડો મહિના બાદ, ગાંધી-ઈર્વીન તહકૂબીની શરતો અનુસાર, બધાં રાજદ્વારી કેદીઓ છૂટ્યાં, પરંતુ અરુણા ન છૂટી. છેક ૧૯૩૧માં પણ સરકારને તો એ સ્ત્રી 'ભયંકર' હોવા વિશેની ખાતરી થઈ જ ચૂકેલી. અરુણાનો છુટકારો ન થાય ત્યાં સુધી જેલ નહિ છોડવાનો બીજી સ્ત્રી કેદીઓએ નિર્ણય કર્યો અને જેલનાં સત્તાવાળાઓને તો

એથી ખૂબ આશ્ચર્ય થયું. સવારે ૭થી છેક રાતે આઠ સુધી આ પ્રકરણ ચાલ્યું છેવટે ગાંધીજી અને ડૉ અનસારી બન્નેએ અરુણાની સાથેના કેદીઓને એમનો આગ્રહ છોડવા તારથી સમજાવ્યા અરુણા એકલી જ જેલમા રહી થોડા દિવસ બાદ, જોરદાર આંદોલનને પરિણામે અરુણાને મુક્ત કરવાની સત્તાવાળાઓને ફરજ પડી જેલને દરવાજે ખાન અબ્દુલ ગફારખાન અને બીજા સખ્યાબંધ મિત્રોએ એનો ભાવભીનો સત્કાર કર્યો

૧૯૩૨ની લડત વખતે એને જેલની સજા ઉપરાત બસો રૂપિયાનો દડ પણ થયો હતો દડ તો અરુણાએ ન ભર્યો એટલે પોલીસે જવલ્લે જ જોવા મળતુ માનસશાસ્ત્રના પોતાના જ્ઞાનનુ પ્રદર્શન કરાવ્યુ ! અરુણાના પતિનુ રાચરચીલુ જપ્ત ન થયુ, ન એના બેન્કના ખાતા ઉપર તરાપ પડી, પોલીસે તો અરુણાની કિંમતી સાડીઓ જ જપ્તીમા લીધી !

રાજદ્વારી કેદીઓ પ્રત્યેના વર્તાવના પ્રશ્ન ઉપર, દિલ્હીની જેલમા સત્તાવાળાઓ સાથે વધુ ઊભુ થયુ ત્યારે અરુણાએ અપવાસ આદર્યો અને માંદી પડવા છતા ચાલુ રાખ્યા રાજદ્વારી કેદીઓની માગણીઓ સરકારને મજૂર કરવી પડી પરતુ એણે વેર લીધુ. અરુણાને અબાલા જેલમા ખસેડવામા આવી સ્ત્રીઓ માટેની આ જેલ ન હોવાથી એને એકાન્તવાસમા પુરાવુ પડ્યુ

આ પછીના બીજા દસ વર્ષો સુધી અરુણાએ રાજકારણમા સક્રિય ભાગ ન લીધો એ જાણી ઘણાને ખૂબ આશ્ચર્ય થશે રોજિંદા કાર્યક્રમથી પણ એ દૂર રહેવા લાગી પરતુ આ બધો વખત એ હાથ જોડી બેસી નહોતી રહી વાચન, મનન, અભ્યાસ અને પૃથક્કરણની પ્રક્રિયાઓ ચાલુ જ હતી કોંગ્રેસના સગઠનની ખામીઓ એ જોઈ શકતી અને આઝાદી હાસલ કરવા માટે એ પોતાના જ માર્ગો, કાર્યક્રમો અને યોજનાઓનો વિચાર કર્યા કરતી 'ચલે જાવ'ની હાકલ થતા જ એને પોતાની યોજનાઓ ચકાસી જવાનો મોકો મળ્યો તદુપરાત એને જયપ્રકાશ, અચ્યુત અને લોહીઆ જેવા પ્રખર કાર્યકર્તાઓ તેમ જ બીજાઓ સાથે કામ

કરવાની તક સાંપડી એણે પોતાનું પાણી બતાવી આપ્યું એટલું જ નહિ, સૌ કોઈની પ્રીતિ પણ સંપાદન કરી.

કોઈક કોઈક વાર અસ્રો ખૂબ જ ઉશ્કેરાઈ જાય છે, અને ઘણીય વાર એ હદથી વધારે જીદ્દી બને છે. એ ઘણી વાર એવી રીતે દલીલો કરે છે કે એના ગાઢ મિત્રો પણ એથી અકળાઈ ઊઠે છે આમ છતાં, બીજાં બધાની અકળામણ ચાલુ હોય ત્યારે ય પોતાનું સ્વાસ્થ્ય પાછું પ્રાપ્ત કરી લેવાની એનામાં અદ્‌ભુત શક્તિ છે. એના જીવનનું પ્રેરક ચાલક તત્ત્વ લાગણી છે, બુદ્ધિ નહિ. દલીલ કરતાં ભાવાવેશને એ ઘણું સહેલાઈથી વશ થઈ જાય છે.

# ૫. અચ્યુત પટવર્ધન

હોઠ ઉપર સદાય રમતા સ્મિત પાછળ રહેલું દૃઢ નિશ્ચયનું બળ, સતેજ અને કુશાગ્ર બુદ્ધિ અને દોસ્તો અને દુશ્મનો તરફ ન માન્યામાં આવે એવી એકસરખી ઉદારતા—આ તમામ ભેગાં મળે એટલે પેલો વિખ્યાત ભાગેડુ અચ્યુત પટવર્ધન સહેજે તમારી નજર સમક્ષ ઊભો થાય. ૧૯૪૨ની ક્રાન્તિને વેગ અને વહેણ આપવામાં અચ્યુતનો ફાળો સૌથી વધુ યશસ્વી અને સૌથી વધુ લાંબા સમયનો છે.

એની સાદાઈ આશ્ચર્યથી અવાક્ બનાવે એવી છે. ગુપ્તવાસ દરમિયાન એ મુંબઈના એક દૂર દૂરના ભાગમાં રહેતો. એની સાથે બીજા ત્રણ યુવાન સાથીદારો હતા જે એની સૂચનાઓ લઈ જતા લાવતા. દિવસ આખાની રખડપટ્ટીથી થાકી કંટાળી ઘેર પાછા ફરતા એ મિત્રોને પોતાનાં કપડાં ધોવાઈ સાફ થઈ ગયાં લાગતાં અને ખાવાનું તૈયાર મળતું. આ કોણ કરતું હશે તેની ખબર એમને એક દિવસ અકસ્માત જ પડી. પોતાના સૈનિકોનાં કપડાં ધોવાનું અને એમને માટે રાંધવાનું કામ કયો સેનાપતિ કરશે? પરંતુ અચ્યુતને તો આ બધું સહજ હતું. આગમપ્રિય અને નિવેદનપ્રિય નેતાઓ જે મેળવવા ફાંફાં મારે છે તે ભક્તિ અને વફાદારી અચ્યુતને એના સાથીદારો તરફથી સહેજે મળે છે.

૧૯૪૨ના ઑગસ્ટથી તે ૧૯૪૬ના એપ્રિલના ચુમાળીસ મહિના સુધી એણે કઈ કેટલાય પ્રાન્તોની પોલીસ અને છૂપી પોલીસને થાપ આપ્યા જ કરી અને એમની ગમે એટલી જહેમત છતાંય એ પોતે તો અજેય જ રહ્યો. બેશક, એ કેટલીય વાર પકડાઈ જતાં જતાં રહી ગયેલો. ૧૯૪૩ના મે મહિનામાં સાને ગુરુજી, નાના સાહેબ ગોરે અને મહારાષ્ટ્રના ભગતસિંહ ગણાતા શીરૂ લિમયે સહિત કેટલાય ગુપ્તવાસી

કરવાની તક સાંપડી. એણે પોતાનું પાણી બતાવી આપ્યું એટલું જ નહિ, સૌ કોઈની પ્રીતિ પણ સંપાદન કરી.

કોઈક કોઈક વાર અરુણા ખૂબ જ ઉશ્કેરાઈ જાય છે, અને ઘણીય વાર એ હદથી વધારે જીદ્દી બને છે. એ ઘણી વાર એવી રીતે દલીલો કરે છે કે એના ગાઢ મિત્રો પણ એથી અકળાઈ ઊઠે છે. આમ છતાં, બીજાં બધાંની અકળામણ ચાલુ હોય ત્યારે ય પોતાનું સ્વાસ્થ્ય પાછું પ્રાપ્ત કરી લેવાની એનામાં અદ્ભુત શક્તિ છે. એના જીવનનું પ્રેરક ચાલક તત્ત્વ લાગણી છે, બુદ્ધિ નહિ. દલીલ કરતાં ભાવાવેશને એ વધુ સહેલાઈથી વશ થઈ જાય છે.

એના આ લાગણીવશ સ્વભાવને કારણે કપરી પરિસ્થિતિમાં એના સાથીઓ ઉપર બહુ મોટો બોજો પડે છે. જોકે અરુણા પોતે તો એથી જરાક આકુળવ્યાકુળ થાય છે એટલું જ. આવે વખતે એના સાથીઓની મુશ્કેલી તરફ દુર્લક્ષ કરીએ તો નીડરતા અને ક્રાંતિકારીની વીરતાના બે ગુણોને પ્રતાપે અરુણા ગમે તેવા વિકટ સંજોગોમાંથી પણ સહીસલામત તરી પાર થઈ જાય છે.

બેતમા બહાદુરી, અદ્ભુત સાહસ અને અમાપ નિઃસ્પૃહતાના પોતાના મહાન ગુણોથી અરુણાએ હિન્દના ઇતિહાસનું એક જ્વલંત પ્રકરણ આલેખ્યું છે.



# ૫. અચ્યુત પટવર્ધન

હોઠો ઉપર સતત રમતા સ્મિત પાછળ રહેતુ દૃઢ નિશ્ચયનુ બળ, સતેજ અને કુશાગ્ર બુદ્ધિ અને દોસ્તો અને દુશ્મનો તરફ ન માન્યામા આવે એવી એકસરખી ઉદારતા—આ તમામ ભેગા મળે એટલે પેલો વિખ્યાત ભાગેડુ અચ્યુત પટવર્ધન સહેજે તમારી નજર સમક્ષ ઊભો થાય ૧૯૪૨ની ક્રાંતિને વેગ અને વહેણ આપવામા અચ્યુતનો ફાળો સૌથી વધુ યશસ્વી અને સૌથી વધુ લાંબા સમયનો છે.

એની સાદાઈ આશ્ચર્યથી અવાક્ બનાવે એવી છે. ગુપ્તવાસ દરમિયાન એ મુંબઈના એક દૂર દૂરના ભાગમા રહેતો એની સાથે બીજા નણ યુવાન સાથીદારો હતા જે એની સૂચનાઓ લઈ જતા લાવતા. દિવસ આખાની રખડપટ્ટીથી થાકી કંટાળી ઘેર પાછા ફરતા એ બિરાદરોને પોતાના કપડા ધોવાઈ સાફ થઈ ગયા લાગતા અને ખાવાનુ તૈયાર મળતુ આ કોણ કરતુ હશે તેની ખબર એમને એક દિવસ અકસ્માત જ પડી પોતાના સૈનિકોના કપડા ધોવાનુ અને એમને માટે રાંધવાનુ કામ કયો સેનાપતિ કરશે? પરંતુ અચ્યુતને તો આ બધું સહજ હતુ. આરામપ્રિય અને નિવેદનપ્રિય નેતાઓ જે મેળવવા ફાંફા મારે છે તે ભક્તિ અને વફાદારી અચ્યુતને એના સાથીદારો તરફથી સહેજે મળે છે.

૧૯૪૨ ના ઓગસ્ટથી તે ૧૯૪૬ ના એપ્રિલના ચુમાળીસ મહિના સુધી એણે કઈ કેટલાય પ્રાન્તોની પોલીસ અને છૂપી પોલીસને થાપ આપ્યા જ કરી અને એમની ગમે એટલી જહેમત છતાય એ પોતે તો અજેય જ રહ્યો. બેશક, એ કેટલીય વાર પકડાઈ જતા જતા રહી ગયેલો. ૧૯૪૩ ના મે મહિનામા સાને ગુરુજી, નાના સાહેબ ગોરે અને મહારાષ્ટ્રના ભગતસિંહ ગણાતા શીરૂ લિમયે સહિત કેટલાય ગુપ્તવાસી

કાર્યકર્તાઓ ઝડપાઈ ગયા હતા અચ્યુત તે વખત છેક છેવટની ઘડીએ જ છટકી જઈ શક્યો હતો કેટલાક મહિના બાદ ભૂગર્ભવાસી કાર્યકર્તાઓની એક બીજી મહત્ત્વની સભા મળવાની હતી પોલીસને આની ગંધ ગઈ અને ખૂબ જ ચાલાકીથી એમણે સભાસ્થાનનો પત્તો મેળવી, પોતાની જાળ બરાબર બિછાવી. જાણીતા સમાજવાદી આગેવાન, શ્રી. એસ. એમ. જોશી નહિ જેવી ગફલત થતાં જ, એ જાળમા સપડાઈ ગયા. પરંતુ અકલ્પ્ય યુક્તિ અને સાવધાનીથી અચ્યુત પોલીસને હાથતાળી આપી છટકી ગયો એ પોતે પોલીસો વચ્ચે ઘેરાઈ ગયો હતો. એનો સાથી (pilot) પણ ઝડપાઇ ગયો. પોલીસે તો બધુંય તળેઉપર કરી નાંખ્યું હતું–જતી આવતી દરેક મોટરકારની સખ્ત ઝડતી લેવામાં આવતી. અચ્યુતે તો એક વિકટોરિયામાં પોલીસને સલામ સાહેબજી કરી રસ્તો માપ્યો. આટલી બધી ધૃષ્ટતાની કલ્પના છૂપી પોલીસ બિચારી કેવી રીતે કરી શકે ? એ અરસામાં સખ્યાબંધ સ્થળોની ઝડતી લેવાઈ હતી અને ક્યાં જવું તેની અચ્યુતને પોતાનેય ખબર ન હોતી એટલે ભાઈસાહેબે રાત આખી એ ઘોડાગાડીમાં જ ફર્યા કર્યું !

અભ્યાસકાળ દરમિયાન, અચ્યુત મોટો ક્રાંતિવીર થશે એવી ભવિષ્યવાણી જો કોઈએ ઉચ્ચારી હોત તો એના પ્રશંસકોએ પણ એ વાત ગળે ઉતારવાની આનાકાની કરી હોત કારણ કે એ બિરાદર તો શ્રીમંત કુટુંબના સુંવાળા, લાડકવાયા લાલ હતા ન એને બહારની રમતગમતોમાં આનંદ, ન એને એનો શોખ પણ. આ કામ તો એના મોટાભાઈ રાવનું જ. શાળાના સમય દરમિયાન અથવા તે પછી રમતગમત, રખડપટ્ટી, અખાડો, તરવું, કૂદવું કે એવા કશાયનું નિમંત્રણ, રાવ ભાગ્યે જ નકારતો. અચ્યુત બિચારો હમેશ આ બધું જોયા જ કરતો, એમાં એ ક્યારેય સક્રિય ભાગ તો લઈ જ નહોતો શકતો. આ બધાંમાંથી પરવારતાં સહેજે મોડું તો થઈ જ જાય એટલે ઘેર જતાં વેંત જ સખ્ત ઠપકો વડીલો આપે. અચ્યુત સાચી વાત કહી દે. પરિણામે મોટાભાઈ રાવને મેથીપાક ખાવો પડે; વળતે દિવસે નાનાભાઈને એ જમાડી મોટાભાઈ પોતાનું વેર લે !

૧૯૪૨ અને એ પછીના વર્ષોમા પરદેશી સરકારના વાહન-વ્યવહાર ખાતાના અધિકારીઓ અચ્યુતના નામે નામે કેવા ભડકના એ વાતનો વિચાર આજે વિસ્મય પેદા કરે છે. દારૂગોળો અને યુદ્ધનો એવો બીજો સરંજામ લઈ જતી પ્રત્યેક રેલ્વે ટ્રેન અચ્યુતના ભયકર કાવાદાવાને પરિણામે ઊથલી પડવાના ભયમા છે એમ એ સાહેબો નિરતર માનતા. એમને મન ભૂગર્ભમા ભડારાયલો એ આગેવાન નિષ્ણાત ગણિતવેત્તા કે ઇજનેર જ હતો શાળાકાળ દરમિયાન શ્રીમાન અચ્યુત પટવર્ધન ગણિતની એક પણ પરીક્ષામા સફળ થયા નહોતા એમ એમને ખબર હોત તો એ બિચારાઓને કેટલી નિગત થાત! ઉપલા ધોરણમા જવાનો એમનો માર્ગ મોકળો કરવા દરેક પરીક્ષામા ગણિતના વિષયમા એમને માર્ક ઉમેરી આપવા પડતા! પરતુ ગણિતના આ કંટાળાનો ખગ અચ્યુતે સગીતના જ્ઞાનથી વાળી આપ્યો આમા એની બુદ્ધિ સહેજે કામ કરતી કેટલાય વાદ્યો એ કુશળતાથી બજાવતો અને મુક્તકઠે અને દિલથી એ મીઠા ગીત પણ ગાતો.

છૂપી ચળવળના વીરલા તરીકે જનતા આજે એને સન્માને છે પરતુ એ સાહેબ છેક ચાર વર્ષના હતા ત્યારે પણ 'અલોપ' થઈ ગયેલા. એના બાપના કાકા પાસે ધન અઢળક હતુ પણ વારસ કોઈ નહોતો. સુદર અને હોશિયાર દેખાતા બાળ અચ્યુતને ખોળે લેવાનો એમણે વિચાર કર્યો. દત્તકવિધિને દિવસે જ અચ્યુત ગૂમ થઈ ગયો અને કેટલીય શોધાશોધ પછી એ ભાઈ હાથ આવ્યા. એનો મોટો ભાઈ રાવ, પી એચ પટવર્ધન લખે છે અને અચ્યુત, એ એસ પટવર્ધન લખે છે તેનુ કારણ આ જ છે

અચ્યુતના પિતા ચુસ્ત થિયોસોફિસ્ટ હતા. સેવા એમનો જીવન-મત્ર હતો. અહમદનગર શિક્ષણ સસ્થા દ્વારા ચાલતી શાળામાથી મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા બાદ એમણે રાવ અને અચ્યુત બન્નેને શ્રીમતી બિસેંટે સ્થાપેલી સૅન્ટ્રલ હિંદુ કૉલેજમા વધુ અભ્યાસ માટે બનારસ મોકલ્યા એ કૉલેજના શિક્ષકો ખૂબ જ વિદ્વાન હતા અને એમા જ્યૉર્જ એરન્ડેલ પ્રિન્સીપાલ અને પી કે તેલગ પણ હતા

ચારિત્ર્ય, પ્રમાણિકતા અને બુદ્ધિ માટે આખા બનારસમાં પ્રોફેસર પી. કે તેલંગ જાણીતા હતા. વિખ્યાત પિતાના એ વિખ્યાત સપૂત ખૂબ જ બુદ્ધિશાળી હતા એવો એક પણ વિષય નહોતો જેમાં એ પારંગત ન હોય અને આ બધું છતા એમનુ જીવન ખૂબ જ વિશુદ્ધ હતુ. વિદ્યાર્થીઓના મન અને બુદ્ધિ ઉપર એ ન ભુલાય એવી છાપ પાડતા. રાવ અને અચ્યુત બન્ને એમના સ્નેહપાશમાં જકડાયા અને એ મહાન ગુરુના ખૂબ જ લાડકા વિદ્યાર્થીઓ બની ગયા.

થોડા સમય બાદ સૅન્ટ્રલ હિંદુ કૉલેજ, પંડિત માલવિયાજીએ શરૂ કરેલી બનારસ હિંદુ વિદ્યાપીઠમાં મળી ગઈ. પટવર્ધન ભાઈઓ ડૉ. જ્ઞાનચંદને ત્યાં રહેતા ડૉ. જ્ઞાનચંદ ત્યારે વિદ્યાપીઠમાં અર્થશાસ્ત્રના પ્રાધ્યાયક તરીકે કામ કરતા હતા. એમનું ઘર એટલે જ્ઞાનની પરબ. વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો બધાય ત્યાં એકઠા થતા. રાવ, અચ્યુત કરતાં બે વર્ષ આગળ હતો અને મોટા ભાઈ પ્રત્યે ખૂબ જ વહાલ રાખતો નાનો ભાઈ બરોબર એને પગલે પગલે ચાલતો. રાવને આંતર-વિદ્યાપીઠોની ચર્ચાહરીફાઈનો, મહામાન સમો ગણાતો અખિલ-હિંદ ચન્દ્રક મળ્યો, તો વિદ્યાપીઠની ધારાસભાના વડાપ્રધાનનું મહામાન અચ્યુતે મેળવ્યું.

એમ.એ. થયા બાદ અચ્યુત વધુ અભ્યાસ માટે યુરોપ ગયો. પાછા ફર્યાં બાદ, બનારસમાં જ અર્થશાસ્ત્રના પ્રાધ્યાપકપદનો એણે સ્વીકાર કર્યો સવિનયભંગની ચળવળનાં પૂર દેશભરમાં ફરી વળ્યાં ત્યારે અચ્યુત પ્રોફેસર જ હતો. રાવ તો જેલમાં ચાલ્યો ગયો. મુંબઈમાં બનતા બનાવોએ આખા દેશનું ધ્યાન ખેંચ્યું. પડદા પાછળ રહી રહી પણ, ઉમાશંકર દીક્ષિત મુંબઈની લડતનો પ્રાણ અને આત્મા બની રહ્યો. એની સાથે કે.કૃષ્ણ મેનન પણ હતા જે રોજિંદી કોંગ્રેસ પત્રિકાનું સંપાદન અપૂર્વ કુશળતાથી કરતા. એ તો ગેરકાયદે પત્રિકા હતી અને એના પ્રત્યેક અંકના પ્રારંભે નીચેનો પડકાર હતો :—

"સ્વતંત્રતા, તું બન આત્મશક્તિ" આ એની સાથે વિચક્ષણ અને પ્રખર બુદ્ધિવાદી સી બી જોહરી પણ હતો. ૧૯૪૨ની લડતમા એણે પોતાના પ્રાણની આહુતિ આપી.

દેશમા બનતા બનાવો જ્યારે અસહ્ય થઈ પડ્યા ત્યારે અચ્યુતે પ્રોફેસરપદને રામરામ કર્યા અને મુબઈમા આવી એ પડદા પાછળથી લડતનું સચાલન કરતા મડળમા જોડાયો શકરના નામે નવી આગ ફેલાવતા આ ભેદી ઉમેરાથી પોલીસ પહેલા તો ખૂબ વિમાસણમા પડી ન તો અચ્યુતને, ન તો વિદેશી સત્તાને ત્યારે ખબર હતી કે ૧૯૩૨ના બનાવો તો એક દાયકા પછીના "ચલે જાવ" લડતના બનાવોની પૂર્વભૂમિકા માત્ર હતા

બબ્બે સવિનયભગની લડતોની "નિષ્ફળતા"થી દેશના જુવાનિયામા ઊંડુ મનોમથન જાગ્યું. લેનિનની રાહબરી હેઠળ રશિયાએ, મુસ્તફા કમાલ પાશાની આગેવાની હેઠળ તુર્કીએ, સુન–યાટ–સેનના સચાલનને પ્રતાપે ચીને (મર્યાદિત) આઝાદી હાસલ કરી એક હિંદ જ કેમ પાછળ રહી જતુ હતુ? હિંદભરની કેટલીય જેલોમા આતુર યુવાનો આ પ્રશ્ન વિશે ઊંડો વિચાર ચલાવી રહ્યા હતા એ બધા હતા રાષ્ટ્રીય લડતનુ ફળ અને તેથી કોગ્રેસ પ્રત્યે તેમને અપાર મમતા હતી. એ બધા હતા ગાધી યુગના સતાનો એટલે મહાત્માજી વિશે એમના મનમા ભક્તિભાવ હતો. ૧૯૩૦ અને ૧૯૩૨ની લડતોનુ એમણે તલાવગાહન કર્યું અને એ પૃથક્કરણને અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે લડતોની "નિષ્ફળતા"નુ કારણ એ હતું કે, લોકોના ઉત્સાહને યોગ્ય માર્ગોએ વાળી શકાય એવુ સગઠન નહોતુ. ઉપરાત સ્વરાજની કલ્પના પણ કઈક ઝાંખી અને સૂક્ષ્મ હતી. કરોડો કિસાનો, રોજબરોજ વધતા જતા મજૂરો અને જનતાના બીજા શોષિતો માટે સ્વરાજ શુ લઈ આવશે તે વિશે જોઈએ એવી સ્પષ્ટતા નહોતી

જે જે જેલખાનાઓમા આ તીવ્ર મનોમથન ચાલી રહ્યુ હતુ તેમાથી એક–નાસિક સેન્ટ્રલ જેલ–ખાસ નિર્દેશ માગી લે છે, એટલા

મારે કે, કોંગ્રેસ સમાજવાદી પક્ષના પ્રસ્થાપકો જયપ્રકાશ અને અચ્યુત, મસાની અને અશોક મહેતા અને બીજા કેટલાય બુદ્ધિવાદીઓ ત્યાં ભેગા મળ્યા હતા.

૧૯૩૪ના મે મહિનામા, સવિનય ભંગની લડત પાછી ખેંચી લેવા અને બંધારણીય પ્રવૃત્તિ મંજૂર કરવા મહાસમિતિની બેઠક પટણા ખાતે મળી. આ બેઠકની સાથેસાથે જયપ્રકાશે બોલાવેલી એક બીજી સભા પણ મળી. કોંગ્રેસ સમાજવાદી પક્ષની આ પહેલી પરિષદનું પ્રમુખસ્થાન આચાર્ય નરેન્દ્ર દેવે લીધુ હતુ. એ જ વર્ષના ઓક્ટોબરમાં મુંબઈમાં કોંગ્રેસની ખુલ્લી બેઠક વખતે, કોંગ્રેસ સમાજવાદી પક્ષની વિધિસરની સ્થાપના થઈ.

કોંગ્રેસના મુંબઈ અધિવેશનમાં અચ્યુતની વક્તૃત્વશક્તિ અને ચર્ચાશક્તિ પૂર બહારમાં ખીલી નીકળી. એના ભાષણે ઉત્સાહનાં પૂર રેલાવ્યાં અને સખ્ત ઝાટકણી કાઢતાંય વિનમ્રતા ન છોડવાની અચ્યુતની કુશળતાએ આખી ચર્ચાને ખૂબ ઊંચી ભૂમિકાએ ચઢાવી દીધી અને વિવાદનાં નવાં ધોરણો એથી સ્થપાયાં.

૧૯૩૬ના લખનૌ અધિવેશન વખતે એની લોકપ્રિયતાનો પારો વધુ ઊંચે ચઢ્યો. પંડિત જવાહરલાલ નેહરુ પ્રમુખ હતા. કોંગ્રેસ સમાજવાદી પક્ષના ત્રણ સભ્યો—જયપ્રકાશ, અચ્યુત અને આચાર્ય નરેન્દ્ર દેવને પોતાની કારોબારી સમિતિના સભ્યો તરીકે નિમંત્રી પંડિત નેહરુએ નવો જ ચીલો પાડ્યો. માત્ર સમાજવાદીઓએ જ નહિ, પરંતુ સમસ્ત જનતાએ પંડિતજીની આ પસંદગી વધાવી લીધી પરંતુ અચ્યુતે આ મહામાન જતું કરવા દેવાની માગણી કરી મિત્રોને આશ્ચર્યમાં નાંખી દીધા. ત્રીસ વર્ષની ઉંમરે કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય બનવાની તક જતી કરવા દેવાની અચ્યુતની વિનંતી સાચે જ અપૂર્વ અને વિચિત્ર હતી સાચું છે કે, અચ્યુતે આત્મવિલોપનની ભાવનાને જિંદગીના પટમાં આબાદ વણી લીધી છે. જવલ્લે જ જડતો આ ગુણ, અચ્યુતના મોટા ભાઈ રાવમાં પણ બહુ મોટા પ્રમાણમાં છે એનો સ્નેહ, સિદ્ધિ અને

સ્વાર્પણ અચ્યુતની ઘંટનાશાળી કારકિર્દીના પાયામાં પડેલાં અચૂક જોઈ શકાય છે.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં જ, દેશના રાજકારણમાં અણધાર્યો પલટો આવ્યો. કોંગ્રેસે અને દેશે આ યુદ્ધને શાહીવાદી યુદ્ધ જાહેર કર્યું. હિંદ સંબંધમાં પોતાના યુદ્ધહેતુઓ વિશે સ્પષ્ટ જાહેરાત કરવાનો બ્રિટને ઈનકાર કર્યો તેથી, અને સત્તા છોડવાની એણે ના પાડી તેથી, જુદા જુદા પ્રાંતોમાંનાં કોંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં. તુરતમાં જ શરૂ થયેલા વ્યક્તિગત સત્યાગ્રહ સંગ્રામમાં અચ્યુત જેલમાં ગયો અને ત્યાં અશોક મહેતા સાથે The Communal Triangle in India–કોમીત્રિકોણ [નવજીવન]–નામક એક પુસ્તક લખ્યું જે એ વિષય ઉપરના આધારભૂત ગ્રંથ તરીકે ક્યારનું ય જાણીતું થઈ ગયું છે. સ્વર્ગસ્થ મહાદેવ દેસાઈએ હરિજન માં એનું ચાર કોલમ જેટલું વિસ્તૃત અવલોકન આપેલું. છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન લખાયેલાં અને હિંદમાં અતિ મહત્ત્વનાં ગણાતાં એવાં બે ત્રણ પુસ્તકોમાં આની ગણના થાય છે જે સર્વથા યોગ્ય જ છે.

પરંતુ "ચલે જાવ"ની લડતે અચ્યુતના જીવનમાં ધરમૂળનું પરિવર્તન આણ્યું એમ કહેવું જ જોઈએ. વખતના વહેવા બાદ જ્યારે આપણે "ચલે જાવ" લડતની સિદ્ધિઓ યોગ્ય સંદર્ભે સમજી શકીશું ત્યારે જ અચ્યુત અને એના સાથીદારોએ આપેલા ફાળાની સાચી મૂલવણી શક્ય બનશે. સત્તા માટેની જે પડાપડી આજે કોંગ્રેસમાં વરતાય છે તે "ચલે જાવ" લડતનું સાચું સ્વરૂપ સમજવામાં અંતરાય-રૂપ બની રહી છે.

સતારાનો જ દાખલો લ્યોને ! ૧૯૪૨ની ક્રાંતિનું એ બારડોલી હતું. જેમણે જેમણે એમાં ઝંપલાવ્યું તે સૌના જીવનમાં પણ કેવી તળેઉપર કરી નાંખતી ક્રાંતિ થઈ ગઈ ? એમના બહાદુરી અને અપૂર્વ આત્મભોગોની અનેક કહાણીઓથી આપણા દેશના ઈતિહાસનાં પાનાં આજે જીવન્ત બની રહ્યાં છે. અને આ તમામનો પરદેશી નોકરશાહીને કેટલો

બધો ડર લાગેલો ? એની ધાક કેવી સજ્જડ બેગી ગયેલી ? અત્યાર સુધી બિડાએલા હોઠો જ્યારે ઉઘડશે ત્યારે આજે જે માત્ર મહત્ત્વનુ જ લાગે છે તે આવતી કાલે અનેરું રહસ્ય ધરાવતુ દેખાશે. આ ક્રાંતિનો સાચો વીર અચ્યુત હતો. આમ છતાં, એણે એ બોજો કોઈ પણ પ્રકારના દોરદમામ કે દેખાવ વિના ઉપાડ્યો હતો; અતિશય વિનમ્રતાથી એણે પોતાની જવાબદારીભરી ફરજ બજાવી હતી.

એક પ્રસંગે અચ્યુતની ધરપકડ માટે એક ખાસ પોલીસ ફોજ સતારા મોકલવામા આવી હતી. નજીકનાં ગામડાંમાં ક્યાંક એ ફરતો હોવાના વાવડ પોલીસને મળ્યા હતા. નિષ્ફળ તપાસની નિરાશાનું દુઃખ અને શારીરિક થાકની વેદના વેઠતાં વેઠતાં પોલીસનો મુખ્ય અધિકારી પોતાની ના-કામયાબીનો અહેવાલ રજૂ કરવા પાછો ફરી રહ્યો હતો. વિચિત્ર જોગાનુજોગ તો એ હતો કે, અચ્યુત પણ એ જ ટ્રેઈનમાં પાછો જઈ રહ્યો હતો. એટલું જ નહિ, એ ભાઈ સાહેબ તો એકજ ડબ્બામાં, અરે એક જ બેઠક ઉપર એ પોલીસ અધિકારી સાથે પ્રવાસ કરતા હતા! ભાગેડુ અને પીછો પકડનારનો આવો સંયોગ ક્યાંય ભાળ્યો છે? ભયની પરવા રાખ્યા વિના જ અચ્યુત તો બેસી રહ્યો અને આકાશમાંથી અવની ઉપર ઊતરતા અંધારાએ એને એમાં સહાય પણ કરી. વિદેશી સરકારે જેને પકડવા માટે રૂપિયા પાંચ હજારનું ઈનામ જાહેર કરેલું તે ઈનામ હાથમાંથી જતું રહેતાં અતિશય દુઃખમાં ગરકાવ થઈ ગયેલા પોલીસ અધિકારી, પોતે સફળ થયા હોત તો શું થાત એના મિનારા ચણી રહ્યા હતા! ઈનામનું ઈનામ મળત, પગાર વધત, ઉચ્ચપદ, અધિકાર સાંપડત અને આ બધાય કરતાં તો અચ્યુત જેવા વિખ્યાત નેતાને પકડવાનો યશ પ્રાપ્ત થાત!! બિચારાને ક્યાં ખબર હતી કે વિધિ એનો ક્રૂર ઉપહાસ કરી રહી હતી? નહિ જેવું જ અંતર એની અને એના ઈનામ વચ્ચે હતું! એ અધિકારી તો પૂના ઊતરી ગયા પરંતુ અચ્યુતે અને ઇતિહાસે પોતાની મજલ જારી રાખી.

અભ્યાસખંડના શાંત વાતાવરણમાં નવાં પુસ્તકોના ઢગ વચ્ચે બેઠેલા અચ્યુત સાથે ચર્ચા કરવાનો જવલ્લે જ મળતો લહાવો લેવા જેવો છે.

માનસશાસ્ત્રની અદ્યતન શોધો, વિજ્ઞાનની આગેકૂચ કલાના નવા સિદ્ધાંતો, આંતરરાષ્ટ્રીય રાજકારણના અણધાર્યા પલટા કે અર્થશાસ્ત્રના કોક જટિલ સિદ્ધાંતનું વિવરણ—આ બધામાંથી ગમે તે હોય—અચ્યુત એ વિશે અચૂક કંઈક નવું દૃષ્ટિબિંદુ રજૂ કરવાનો જ

એક વાત કહેવાની રહે છે અને તે એ કે, ૧૯૪૨ની લડત બાદ અચ્યુત અતિશય અસહિષ્ણુ બની ગયો છે હવે એને સહેજમાં માઠું લાગી જાય છે પહેલાં જે ઇચ્છા, લગભગ વિનંતી લાગે એવી નમ્રતાથી એ વ્યક્ત કરતો તે હવે ઘણી વાર, તરત જ અમલમાં મૂકવા જેવી આજ્ઞાનું રૂપ ધારણ કરતી જાય છે કશુંક અણગમતું થતાં તુરત જ એના મુખ ઉપર રમતું સ્મિત અદૃશ્ય થઈ જાય છે એની રેખાઓ કંઈક તંગ બનતી સ્પષ્ટ લાગે છે રોજિંદા વ્યવહારમાં પણ કેટલીક વાર એનામાં સરમુખત્યારનો રુઆબ જણાઈ આવે છે

અનેક દૃષ્ટિએ જોતાં પટવર્ધન કુટુંબ અજોડ છે પિતા કાર્ડીનલ ન્યૂમેનની "જેન્ટલમેન"ની કલ્પના સહેજે મૂર્ત કરતા લાગે માતા યમુનાબાઈએ સા૦ ૪૦ની ઉંમરે, સત્યાગ્રહની લડતમાં કારાવાસ વેઠ્યો હતો યમુનાબાઈ અમરાવતીના હતા એમના પિતા વિખ્યાત ધારાશાસ્ત્રી હતા અને એમણે લાખો રૂપિયાનું દાન કર્યું હતું એમની યુવાનીમાં એ ખૂબ જ સ્વરૂપવાન હતા અને અચ્યુતનો સુંદર ચહેરો એની માતાનો વારસો છે એમાં કશો સંદેહ નથી

અચ્યુતનો જન્મદિવસ પાંચમી ફેબ્રુઆરી (૧૯૦૫)એ આવે છે આખું કુટુંબ એ દિવસ ત્યારે ઉત્સાહથી ઊજવે છે અને અચ્યુતની મજાક પણ તે દિવસે બરાબર ઉડાવાય છે

છ ભાઈઓ વચ્ચે એક જ બહેન હોવાથી વિજયા સૌને સ્વાભાવિક જ ખૂબ ખૂબ પ્રિય છે કુટુંબના રિવાજ મુજબ ૧૯૪૨માં

વિજયાએ કૉલેજ છોડી અને કારાવાસ પણ વેઠ્યો. થોડા સમય સુધી એણે અચ્યુત અને જયપ્રકાશ બન્નેના મંત્રી તરીકે કામ કરેલું અને બીજી રીતે પણ એ છૂપી ચળવળમાં ગળાડૂબ પડેલી હતી. આ વાતની એના નજીકમાં નજીકના મિત્રોને પણ ખબર નહોતી. આ વિખ્યાત પટવર્ધન કુટુંબના પ્રત્યેક સભ્યે વ્યક્તિગત રીતે જે ભોગો આપ્યા છે તે આ દેશમાં ગમે તે કુટુંબનું ગૌરવ વધારે એવા છે. બધાયનો ભેગો વિચાર કરીએ તો એમની દેશસેવાનો જોટો કયાય જડે એમ નથી.



# ૬. ડૉ. ખાનસાહેબ

હિંદના છેક ઉત્તર ભાગમાં એક ખૂણા પર સ્વાત નદીને કાંઠે ઉત્તમન્ઝાઈનું નાનું ગામડું આવેલું છે. એની પશ્ચિમે મહુમ્મદઝાઈ ટોળીવાળાઓની ભોમકા છે અને એનાથી થોડા જ માઈલો દૂર અફઘાનિસ્તાનના સીમાડાઓ આવેલા છે. ઉત્તમન્ઝાઈના આ નાનકડા ગામે હિન્દને એના બે સૌથી વિખ્યાત સપૂતોની ભેટ આપી છે—ખાન અબ્દુલ ગફારખાન અને ડૉ. ખાનસાહેબ.

સીમાપ્રાંતમાં એક નજીકના શહેરમાં શાળામાં ભણવા જવું એ વાત આજે તો સાવ સાદી લાગે એવી છે પરંતુ વર્ષો પૂર્વે મૌલવીઓ 'શાળા' સામે ભારે રીસની નજરે જોતા, કારણ કે એ તો 'ફિરંગી'ઓની શાળા ને! આ રોષની પરવા રાખ્યા વિના જ ખાનભાઈઓના પિતા ખાન બેહરામખાને પોતાના પુત્રોને શાળાનું શિક્ષણ આપવાનું નક્કી કર્યું અબ્દુલ ગફારખાન કરતાં ડૉ. ખાનસાહેબ આઠ વર્ષ મોટા તેથી એમનો વારો પહેલો આવ્યો. એ પેશાવર ગયા અને મિશન સ્કૂલના પ્રિન્સીપાલ સમક્ષ જ્યારે ઊભા રહ્યા ત્યારે સ્વાભાવિક જ એ સહેજ ગભરાયેલા લાગતા હતા. દૂર દૂરના ગામડેથી આવેલો આ બાળ એક દિવસે આખા સીમાપ્રાંતનો લોકનિયુક્ત વડાપ્રધાન બનશે એવી કલ્પના એ પ્રિન્સીપાલને ત્યારે કેવી રીતે આવી હોય?

રમતગમતનો શોખ, મળતાવડાપણાની આદત, હસમુખો સ્વભાવ અને પૈસાની છૂટ—આ બધાને લીધે ખાનસાહેબ સૌ કોઈના પ્રીતિપાત્ર સહેજે બની ગયા. આ જ ગુણો એમને જિંદગીનાં પાછળનાં વર્ષોમાં ખૂબ કામ લાગવાના હતા. વડાપ્રધાન તરીકે એ પોતાના સરકારી નિવાસ-સ્થાને દરરોજ દરબાર ભરતા, જ્યાં દૂર દૂરના ભાગોમાંથી ગામડિયાઓ આવતા. રૂઢિચુસ્ત સરકારી અધિકારીઓ તો આથી ખૂબ ખૂબ

અકળાતા કેમ ભાઈ કેમ છો? મજામા તો ખરા ને? એ જેનો પ્રિય સવાલ હતો એવા પ્રાન્તના વડાપ્રધાન પોતાની પાસે આવતા સૌ કોઈને સહેજે નચિંત બનાવી દઈ શકતા

વગતુઓનો તાત્કાલિક નિકાલ કરી નાખવાની એમની શક્તિ વિશે અનેક વાતો કહેવાય છે ખૂનના આરોપસર ફાંસીની સજા પામેલા પુત્ર ઉપર રહેમ નજર દાખવવાની વિનતી કરનાર એક શોકાર્ત માતાને ડૉ ખાનસાહેબે આપેલો જવાબ ખૂબ વિલક્ષણ છે તુમારો અને કાગળિયાની માગણી કર્યા વિના જ એમણે એ દુખી માતાને કહ્યુ કે, જેનુ ખૂન થયુ છે એની માતાને વિનવો કે ગુનેગારને માફી આપે આ પછી પણ એમણે પોતાનાથી બનતુ બધુ કરવાનુ વચન તો આપ્યુ જ

પહેલવહેલી વાર હોદ્દો સ્વીકાર્યો ત્યારે બીજી બધી બાજુ ઉપર મૂકી, એમણે આખા તંત્રમાંથી સડો અને લાંચરુશ્વત દૂર કરવા તરફ ધ્યાન આપ્યુ હતુ બધા જ પ્રધાનોની મુલાકાત લોકો માટે સહેલી બની છે અને લોકોની તમામ વાજબી ફરિયાદો વિશે પ્રધાનો જાતે જ તાગડતોબ તપાસ કરે છે એવી સરકારી અધિકારીઓની ખાતરી થતા જ એમને સમજાયુ કે, ડૉ. ખાનસાહેબના કોંગ્રેસી પ્રધાન મંડળના આગમન સાથે જ સીમાપ્રાન્તની શાસનવ્યવસ્થામા આમૂલ પરિવર્તન થઈ ગયુ છે ડૉ ખાનસાહેબનુ દૃષ્ટિબિંદુ ખૂબ જ વિશાળ છે એક જવાહરલાલ નેહરુનો અપવાદ બાદ કરતા, બીજા કોઈ પણ કોંગ્રેસ આગેવાન કરતા એમના વધુ અંગ્રેજ મિત્રો છે પરતુ કદાચ આ માટે તો એમની તાલીમ જ જવાબદાર ગણી શકાય

૧૯૦૬મા ખાનસાહેબ મુંબઈ ગયા અને ગ્રાન્ટ મેડિકલ કોલેજમા જોડાયા ત્યાંથી એ વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા. અભ્યાસ પૂરો કરી એમણે લંડનની સેન્ટ થોમસ હોસ્પિટલમા કામ શરૂ કર્યું પેશાવર સ્કૂલના પ્રિન્સીપાલ ફેનન સી એ વિન્ગ્રામના ભાઈ લંડનના એક વિખ્યાત દાક્તર હતા અને એમણે જ ખાનસાહેબને હોસ્પિટલમા

દાખલ થવામાં મદદ કરી હતી એ હકીકત રસપ્રદ છે. ૧૯૧૬માં પહેલું વિશ્વયુદ્ધ જ્યારે ખૂબ જ ભીષણ બન્યું, ત્યારે ખાનસાહેબ હિન્દી તબીબી નોકરીમાં કેપ્ટન તરીકે જોડાયા. થોડા જ સમય બાદ એમને ફ્રાન્સમાં રણમોરચા ઉપર મોકલવામાં આવ્યા.

૧૯૨૦માં અગીઆર વર્ષની ગેરહાજરી બાદ તેઓ હિન્દ પાછા ફર્યા. હા, પરંતુ હિંદ તો કેવુ બદલાઈ ગયું હતુ? જલીઆનવાલા બાગના હત્યાકાંડે દેશ આખાની સૂરત જ ફેરવી નાંખી હતી પહેલી જ વાર ખાનસાહેબને ખબર પડી કે એમના ભાઈ અને પિતા બન્નેને ઉપરાઉપરી બ્રિટિશ સત્તાએ કેદ કર્યા હતા. એક લાખની મેદનીને સંબોધીને ખાન અબ્દુલ ગફારખાને ભાષણ કર્યું હતુ તુરત જ એ પકડાયા. પુત્રના વર્તન બદલ માફી માગવાનો ઇનકાર કર્યો તેથી અઠ્યાસી વર્ષના વૃદ્ધ પિતાને પણ સરકારે કેદ પકડ્યા. આ બધા બનાવોની જાણ, ખાનસાહેબને હિન્દ પાછા ફર્યા બાદ જ થઈ, કારણ કે આની ખબર ન તો સરકારે આપી, ન તો કુટુંબના કોઇ માણસે આપી. સરકાર તો સીમાપ્રાન્તમાં જાગેલા અસંતોષના રજ માત્ર સમાચાર બહાર ન જાય તે માટે ખૂબ ખૂબ તકેદારી રાખી રહી હતી. કુટુંબમાં સૌ કોઈને લાગ્યું કે અહીંના આવા સમાચાર ત્યાં જાય અને દૂર પરદેશમાં ખાનસાહેબ કંઈ ન કરવાનુ કરી બેસે તો? માટે મૌન રાખવું જ વધુ ઉચિત છે.

મામલામાં આવેલા આ પલટાએ ખાનસાહેબના મગજમા વિચારોનું તુમુલ યુદ્ધ જગાવ્યું. પઠાણના તનબદનમા ઉત્સાહના નવા પૂર આવેલાં સ્પષ્ટ લાગ્યા. પ્રણાલિકાપૂજક પ્રદેશમા વર્ષો પૂર્વે એમના પિતાએ જ્યારે એમને મિશન સ્કૂલમા મોકલવાનો નિશ્ચય કર્યો ત્યારે ચોપાસ કેવો વિરોધનો વટોળ જાગ્યો હતો, એ ખાનસાહેબને આજે સહેજે સાંભરી આવ્યું. એટલુ જ નહિ. ૧૯૦૯માં એ ઇંગ્લંડ જવા તૈયાર થયા ત્યારે એથી પણ વધુ ઉગ્ર વિરોધ નહોતો જાગ્યો? કદાચ એ જુવાનિયો ખ્રિસ્તી થઈ જાય તો? ધારો કે એ કોઈ આંગ્લ યુવતીને

પરણી એમ તો ? બીજી બીક તો એણે આંગ્લ યુવતી સાથે લગ્ન કરી સાચી ઠેરવી હતી એ યાદ આવતાં ખાનસાહેબ મલક્યા. એમના આ પગલાને પરિણામે નાનાભાઈ અબ્દુલ ગફારખાનની વિલાયતગમનની વાતો સદાય માટે ટાળી જ નાખવામા આવી અને હવે આ જૂનમતવાદી પ્રદેશમા વિચારની નવી સરવાણીઓ ફૂટી રહી હતી, જે કંઈ જૂનું પુરાણું હતુ તે નવા સ્વાંગે સજ્જ થઈ ગયુ હતુ.

ખાનસાહેબને માર્તણ્ડ ખાતે જાણીતી ગાઈડ્ઝની ટુકડી સાથે નીમવામા આવ્યા. વઝીરીસ્તાનમા સક્રિય હિલચાલ માટેનો હુકમ થતાં જ એમણે પોતાના હોદ્દાનુ રાજીનામું પેશ કર્યું એમાં કશી નવાઈ નથી. સીમાપારના વિસ્તારમાં વસતા પોતાના જ વઝીરી ભાઈઓ સામેની હિલચાલમા એમનાથી શી રીતે ભાગ લઈ શકાય ? આના કરતાં તો નોકરીને રામરામ કરવા બહેતર. એમણે તો પેશાવરમાં દાક્તરી શરૂ કરી અને જોતજોતાંમાં તો દૂર સુદૂર એમની ખ્યાતિની સુવાસ ફેલાઈ ગઈ.

આઝાદ સ્કૂલ શરૂ કરવાના "ગુના" બદલ ૧૯૨૧માં ખાન અબ્દુલ ગફારખાનની ધરપકડ થઈ. જેને પોતે "ખૂબ સહેલાઇથી ઉશ્કેરાઈ જાય" એવા વર્ણવતી તે પઠાણોને શિક્ષણ આપવા સામે વિદેશી સત્તાને અનેક વાંધાઓ હતા. મૌલવીઓ "મકતાબ" ચલાવતા અને ત્યા પાકકુરાન અને અક્ષરજ્ઞાન, લેખનવાચન અને ગણિતજ્ઞાન અપાતું, પરંતુ પૂરતી સહાયને અભાવે આ "મકતાબ" ધીમે ધીમે નાશ પામતી ગઈ. આને સ્થાને જે શાળાઓ ઊભી થઈ તે એટલી દૂર દૂર આવેલી અને સંખ્યામાં એટલી થોડી હતી કે એમાંથી કશુંય નિપજે એવું નહોતું. ૧૯૧૧માં જ્યારે ખાનસાહેબ ઇંગ્લંડમાં તબીબી અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે તુરંગઝાઈના હાજીસાહેબે રાષ્ટ્રીય શિક્ષણને લગતી પ્રવૃતિ શરૂ કરી અને કેટલીય શાળાઓ સ્થાપી. ખાન ભાઈઓના ગામથી તુરંગઝાઈ માત્ર બે માઇલ જ દૂર હતું. અબ્દુલ ગફારખાન ત્યારે માત્ર વીસ વર્ષના જ હતા અને એમણે યૌવનસુલભ ઉત્સાહથી આ નવી પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું. આ નવી પ્રવૃત્તિએ જે જાગ્રતિ

આણી તે અંદેર સાવધ રહેતી પરદેશી સત્તાની જાણબહાર કેવી રીતે રહે ? એમણે હાજીસાહેબને પકડવાનો પેંતરો રચ્યો, પરંતુ હાજીસાહેબ વેળાસર છટકી જઈ ટોળીવાળાઓના વિસ્તારમાં ભરાઈ ગયા. હાજીસાહેબ હાથમાંથી જતા રહેતાં, સરકારે બીજા શિક્ષકોની ધરપકડ કરી અને આમ હાજીસાહેબે શરૂ કરેલી શાળાઓ કામ કરતી બંધ પડી. ચાલુ શાસનવ્યવસ્થામાં પાયાના ફેરફાર ન થાય ત્યાં સુધી કલ્યાણકારી અને વાંધારહિત પ્રવૃત્તિઓ દ્વારા પણ દેશના ઘડતરનું કામ કરવું શક્ય કે સંભવિત નથી એવી ખાતરી થતાં જ, ખાન ભાઈઓએ રાજકારણમાં સક્રિય ભાગ લેવો શરૂ કર્યો.

પરંતુ કર્તવ્યની ઘડી, ડૉ. ખાનસાહેબ માટે તો, છેક ૧૯૩૦માં જ આવી. મીઠાના કાયદાનો ભંગ કરવા માટે ગાંધીજીએ શરૂ કરેલી દાંડીકૂચે દેશ આખાને વીજળીનો આંચકો આપી સચેત કરી દીધો હતો. ખાસ કરીને સીમાપ્રાંતના પઠાણોમાં જાગૃતિના જે ઘોડાપૂર આવ્યા તેથી સરકાર ખૂબ અકળાઈ ઊઠી. ખુદાઈ ખિદમતગારોના મંડળની સ્થાપના થતાં તુરત જ સરકારે ખાન અબ્દુલ ગફારખાનને પકડ્યા અને લૂંટારા અને ધાડપાડુઓ સામે વપરાતા જાણીતા ધારાની (Frontier Crime Regulations) ૪૦ મી કલમ હેઠળ કામ ચલાવી એમને ૧૯મી એપ્રિલ, ૧૯૩૦ને દિને ત્રણ વર્ષની સખ્ત મજૂરીની સજા ફરમાવી.

ચાર દિવસ બાદ પેશાવરના એક લત્તા—કિસ્સા ખાની બજારમાંથી પસાર થતા એક નિ:શસ્ત્ર અને શાંત સરઘસ ઉપર લાઠી અને ગોળીનો મારો ચલાવી, પોલીસ અને લશ્કરી સત્તાવાળાઓએ જે પાશવી અત્યાચાર કર્યો તેનાથી દેશ આખાનું ધ્યાન સીમાપ્રાંતમાં ચાલતા ત્રાસ અને ભયના અમલ તરફ ખેંચાયું. અહિંસક સામનો કરતા પઠાણો સામે શસ્ત્રો ઉગામવાની ગઢવાલી ટુકડીએ ના પાડતાં મામલો ખૂબ જ ઉગ્ર બન્યો. પોતાના નિ:શસ્ત્ર દેશભાઈઓ ઉપર હથિયાર ચલાવવાની ના પાડવા બદલ આ બહાદુર લશ્કરી ટુકડીને ઘણું વેઠવું પડ્યું

એમને સ્થાને બ્રિટિશ સૈન્ય આવ્યું એ દિવસથી માંડી, ૨૩મી એપ્રિલનો દિન હમ્મેશ "શહીદ દિન" તરીકે ઉજવાય છે.

ડૉ. ખાનસાહેબથી વધુ વખત આ સહન ન થયું. એમના નાના ભાઈના વીનકોથી એ ક્યારનાય સરકાર સામે તો વિફરી બેઠા હતા. શહીદ દિનના સરકારી અત્યાચારોએ બળતામાં ઘી હોમ્યું. અબ્દુલ ગફારખાનના નામે પણ સત્તાવાળાઓ ધ્રૂજી ઊઠતા. આ દિવસથી, ડૉ. ખાનસાહેબનું નામ પણ કાળી યાદીમાં ઉમેરાયું.

કિસ્સા ખાની બજારના અત્યાચારોની સાથેસાથે જ, ગામડાંઓ ઉપર લશ્કરી ધાડો શરૂ થઈ. ત્યાં જે અત્યાચારો થયા એનું વર્ણન પણ થઈ શકે એમ નથી. દેશની હાકલને માન આપી મધ્યસ્થ ધારાસભાના પ્રમુખપદનું રાજીનામું આપી દેનાર વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપદ હેઠળ મળેલી તપાસ સમિતિના અહેવાલમાં સરકારના આ અત્યાચારોનું વિગતવાર બયાન જોઈ શકાશે આ વિશેની વધુ વિગતો, વેરીઅર એલ્વીનના Truth about the Frontier નામના પુસ્તકમાં અને India League Delegation ના અહેવાલમાં પણ જોઈ શકાશે. આજના બ્રિટિશ મજૂર પ્રધાનમંડળના શિક્ષણપ્રધાન એલન વિલ્કીન્સન, ઇગ્લંડથી હિંદ આવેલી, ઈન્ડીઆ લીગની એ તપાસ સમિતિના એક સભ્ય હતા એ ધ્યાનમાં રાખવા જેવું છે. આ બધા અહેવાલો એ સમયે દાબી દેવાયા હતા. સીમાપ્રાંતની આ અને આવી બીજી બધી વાતોનું રસપ્રદ બયાન મહમ્મદ યુનુસના સુંદર પુસ્તક The Frontier Speaksમાં વાંચી શકાશે.

ઉત્તમન્ઝાઈ ઉપરની લશ્કરી ધાડ, સરકાર લોકોમાં ત્રાસ અને ભય ફેલાવવા માટે કેટલી હદ સુધી જઈ શકે છે તેનું સારું ઉદાહરણ પૂરું પાડે છે. પહેલાં તો આખા ગામ ફરતો સખ્ત ઘેરો ઘલાયો. આ પછી માર મારવાની અને ગોળીબારની ક્રિયાઓ શરૂ થઈ. ઉનાળાના આગ વરસાવતા બપોરમાં ગામડિયાઓને ઊભા રાખવામાં આવ્યા. ટેકરીઓ

ઉપર મોટા મોટા પથ્થરો ઊંચકી લઈ જવાની એમને ફરજ પાડવામાં આવી. સાથેસાથે એમને એમ પણ કહેવાયું કે, આ પથ્થરો તો તમારા આગેવાનોની કબરના કામમાં લેવાશે.

મધ્યસ્થ ધારાસભામાં આવા બનાવો જાતે જોનાર સરકારી અધિકારી, સર ચાર્લ્સ મેટકાફે આમાંના કેટલાક બનાવો બદલ ખેદ દર્શાવ્યો હતો.

૧૯૩૨માં સવિનયભંગની બીજી લડત વખતે તો સરકારે લોકોને પીડવામાં માઝા જ મૂકી હતી. ગોળમેજી પરિષદમાંથી પાછા ફરી રહેલા ગાંધીજીએ હજી તો હિન્દની ભૂમિ ઉપર પગ પણ નહોતો મૂક્યો ત્યાં તો સીમાપ્રાંતમાં ઑર્ડિનન્સરાજનો અમલ પૂર બહારમાં શરૂ થઈ ગયેલો. ૧૯૩૧ના ડિસેંબરની ૨૪મીએ ખાન ભાઈઓની ધરપકડ થઈ. ઇંગ્લંડમાં કૉલેજમાં મૈત્રીનો સબંધ થતાં, પંડિત જવાહરલાલ નેહરુ સાથે નાતાલની રજાના દિવસો ગાળવા ડૉ. ખાનસાહેબ તો અલ્હાબાદ જવા તૈયાર થતા હતા. સત્તાવાળાઓ ડૉકટર ખાનસાહેબને અલ્હાબાદ લઈ તો આવ્યા પરંતુ એમને આનંદ ભવનમાં ન લઈ જતાં, નૈની સૅન્ટ્રલ જેલમાં બેસાડી દીધા. એમના પુત્ર, સાઆદુલ્લા તાજેતરમાં જ ઇગ્લંડથી ઇજનેર બની પાછા આવ્યા હતા અને પ્રાંતિક કોંગ્રેસ સમિતિના મંત્રી તરીકે ચૂંટાયા હતા એમને પણ સરકારે બનારસ જેલમાં પૂર્યા. ખાન અબ્દુલ ગફારખાન ગાંધીજીને મળવા મુંબઈ જઈ રહ્યા હતા, એમને બિહારની હઝારીબાગ સૅન્ટ્રલ જેલમાં લઈ જવાયા. ૧૯૩૪ સુધી ખાન ભાઈઓ જેલમાં રહ્યા અને છૂટ્યા ત્યારે એમને પોતાના જ પ્રાંતમાં જવાની મનાઈ ફરમાવવામાં આવી. ગાંધીજીના સ્નેહભીના નિમંત્રણને માન આપી, ખાન ભાઈઓ એમની સાથે આશ્રમમાં રહેવા વર્ધા ગયા

એ જ વર્ષ–એટલે કે–૧૯૩૪માં સીમાપ્રાંતને, પોતાના એક પ્રતિનિધિને મધ્યસ્થ ધારાસભામાં ચૂંટી મોકલવાનો હક્ક પ્રાપ્ત થયો.

સીમાપ્રાતની કોગ્રેસ સમિતિએ ડા ખાનસાહેબની પોતાના ઉમેદવાર તરીકે પસદગી કરી ખાનસાહેબ પોતે ધારાસભામા જવા ગઞ્જ નહોતા પરતુ ગાધીજીના સમજાવવાથી છેવટે એ કબૂલ થયા હવે એ વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ડો ખાનસાહેબે ઉમેદવારી તો નોધાવી પરતુ એમનાથી પોતાના પ્રાતમા પ્રચારકાર્ય માટે પણ થોડે જ જઈ શકાય એમ હતુ ? પ્રતિનિધિ ચૂટી મોકલવાના હક્કની આ કેવી વિડબના ? એક હજાર માઈલ દૂર રહ્યે રહ્યે પહેલી જ લોકચૂટણીનો જગ લડવો એ કઈ જેવી તેવી વાત નહોતી ! એટલુ જ નહિ સર્વ સત્તાધીશ સરકાર, ખાનસાહેબ ચૂટાઈ ન આવે તે માટે આકાશપાતાળ એક કરી રહી હતી પરતુ આ બધુ છતાય, ડો ખાનસાહેબ તો મોટી બહુમતીએ ચૂટાઈ આવ્યા અને સરકારી પ્રતિષ્ઠા ઉપર એથી બહુ મોટો ફટકો પડ્યો મુબઈમા કરેલા એક કહેવાતા "ફિતરી" ભાષણના આરોપસર, સરકારે ખાન અબ્દુલ ગફારખાનને બે વર્ષની સજા કરી પોતાની પ્રતિષ્ઠા ઉપર પડેલા ફટકાનો રજ હળવો કરવાનો પ્રયાસ કર્યો !

સીમાપ્રાતની ધારાસભા માટેની ચૂટણીઓ ૧૯૩૬–૩૭મા થઈ ત્યારે વાતાવરણ ખૂબ તગ હતુ કોગ્રેસના ઉમેદવારો હારે એ માટે નોકરશાહી હરેક પ્રયાસ કરી રહી હતી પ્રાતના પ્રિય નેતા ખાન અબ્દુલ ગફારખાનને પ્રાતમા દાખલ થવાની મનાઈ હતી જવાહરલાલ નેહરુને પણ એ પરવાનગી નહોતી અપાઈ પેશાવર બહારના વિસ્તારની મુલાકાત લેવા સામે કોગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ, સરદાર વલ્લભભાઈ સામે પણ સરકારે પ્રતિબધ મૂક્યો હતો

આ ઉગ્ર દમનની પાછળ, ડો ખાનસાહેબની અદ્ભુત સગઠન શક્તિ પૂરબહારમા ઝળકી ઊઠે છે થોડા જ સમયમા તો એમણે પોતાનુ પ્રધાનમડળ રચ્યુ હિંદને સત્તા સોપવાના બ્રિટનના ઇન્કારને પરિણામે, બીજા મહાયુદ્ધની શરૂઆતમા જ કોગ્રેસે પ્રાતોમા પ્રધાનપદો છોડી દીધા ત્યા સુધી ડો ખાનસાહેબે સીમાપ્રાતના વડા પ્રધાન તરીકે કામ કર્યું હતુ જે દિવસે ડો ખાનસાહેબે સત્તાની લગામ છોડી તે

દિવસે ધારાસભાના ખંડની બહાર, લોકોનાં ટોળે ટોળા જામ્યાં હતાં. તે દિવસે લોકોએ પોતાના પ્રિય નેતા તરફ સ્નેહ અને ભક્તિનું જે દર્શન કરાવ્યું 'તે જોનારની સ્મૃતિમાં સદૈવ કોતરાઈ રહે એવું ભવ્ય અને ભાવભીનું હતું.

ત્રેસઠ વર્ષની ઉંમરે પણ આજે ખાનસાહેબ અદ્દભુત વ્યક્તિત્વ ધરાવે છે. એમનામાં ભારોભાર માનવતા છે અને ઊંડી હાસ્યવૃત્તિ પણ છે. ૧૯૩૬-૩૭ની ચૂંટણીના સમયની આ વાત છે. બ્રિટનના ખાંધિયા એક જાણીતા જમીનદારે ખાનસાહેબને કહ્યું, " અરે, ૭ હજાર મતની બહુમતી તો મારા ખિસ્સામાં પડી છે. જરાય અચકાયા વિના ખાનસાહેબે કહ્યું, " એમ ? પણ ભલા ભાઈ, તમારા એ ખિસ્સા ઉપર મેં કેવી સિફતથી કાતર ચલાવી છે તે તો જુઓ. તમારા બધાય મત એ કાપમાંથી નીકળી ગયા છે." અને આમા ખાનસાહેબે જરાય વધું પડતું નહોતું કહ્યું, કારણ કે પેલા સાહેબ ચૂંટણીમા હાર્યા જ.

વડા પ્રધાન હતા ત્યારે એક દિવસ એક ડોશી એમની પાસે આવી અને આંખમાં આંસુ સાથે પોતાનું મરઘીનું બચ્ચું ચોરાઈ ગયાની ખાનસાહેબ આગળ ફરિયાદ કરી અને પૂછ્યુ,' આ વિશે તમે શું કરવા ધારો છો ?' ઉગ્ર પરિસ્થિતિ ઊભી થતા જાણે એવી ગંભીરતાથી ડૉ. ખાનસાહેબે પોલીસને તાબડતોબ તપાસ કરવાનો હુકમ કર્યો. પોલીસ અધિકારીઓને આવુ કામ કદી સોંપાયુ નહોતું તેથી એમને પહેલાં તો ખૂબ આશ્ચર્ય થયું. પરંતુ આખરે એક ખૂબ મોટું બચ્ચું લાવી એમણે પેલી ડોશીને આપ્યું. ડોશી તો રાજીરાજી થઈ ગઈ. પોલીસે છૂટકારાનો દમ ખેંચ્યો; ન્યાયનો ન્યાય થયો અને ખાનસાહેબની ગાથામાં એક રોમાંચક કહાણીનો ઉમેરો થયો !

આ વખતની ચૂંટણીઓમાં કોંગ્રેસે જે વિજય પ્રાપ્ત કર્યો છે તે આખા હિંદ માટે અનેરો બોધપાઠ છે. અબ્દુલ ગફાર ખાન અને ડૉ. ખાનસાહેબની રાહબરી હેઠળ કોંગ્રેસે સીમાપ્રાન્તમાં મોટા ભાગની

ગેહકો હાથ કરી છે એટલુ જ નહિ, મુસ્લિમ બેહકોનો મોટો ભાગ પણ એમણે હાથ કર્યો છે આનો અર્થ એ છે કે, જ્યા જ્યાં રચનાત્મક અને નીડર દોરવણી મળે છે ત્યા ત્યા મુસ્લિમ આમ જનતા પણ, આઝાદીના જંગમા પોતાનુ ગૌરવવન્તુ સ્થાન લે છે જ.

અંગ્રેજી મિશન સ્કૂલમા વિદ્યાભ્યાસ, ઇંગ્લેંડમા દાક્તર તરીકેની તાલીમ આંગ્લ યુવતી સાથેનું લગ્ન, યુદ્ધમા અને તે સિવાય પણ અંગ્રેજી સરકારની નોકરી—આમ વિદેશી સત્તા સાથેના આવા તાદાત્મ્ય છતા પણ સરકારી દમન અને ભૂંડી નજરથી કટાળી ડૉ ખાનસાહેબ જેવા અંગ્રેજોના ચુસ્ત સહાયક ઉગ્ર બહારવટિયા બન્યા એ બિના ખૂબ જ સૂચક છે એમના ત્રણે પુત્રો, એમની બન્ને બહેનો, પુત્રી અને એમના જાણીતા પુત્રવધૂ શ્રીમતી સરીઆ ખાન અને કુટુંબના બીજા તમામ સભ્યોએ—શુ સ્ત્રીઓએ કે શુ પુરુષોએ—હિંદની સ્વાધીનતાની લડતમા પોતાનો ફાળો આપ્યો છે

ચિત્તની જાગ્રતિની કો અદ્ભુત પળે, સામુદાયિક લડતો અસ્તિત્વમા આવે છે દેશના આત્મસાક્ષાત્કારના અત્યારના સમયમા ખાનભાઈઓની દોરવણીનો લાભ મેળવી શકવા માટે ગીમાપ્રાંત સાચે જ ભાગ્યશાળી ગણાય



# ૭. માસ્તર તારાસિંહ

**પાકિસ્તાન** અને શીખીસ્તાન વિશે આજે ખૂબ ખૂબ સંભળાય છે. પાકિસ્તાનની માગણી પાછળના પ્રેરક ચાલક તત્ત્વ મિ. ઝીણા વિશે તો ઘણું ઘણું લખાયું છે પરંતુ એક અલગ શીખ વિસ્તારની માગણી સાથે જેમનું નામ સંકળાયલું છે એવા માસ્તર તારાસિંહ વિશે જનતા હજી બહુ જાણતી નથી.

હિંદ વિશે કહેવાય છે કે એ અનેક રંગો અને વિરોધોની ભૂમિ છે અને એમાંય રંગો કરતાં વિરોધોનું પ્રાબલ્ય સવિશેષ છે. આ વાત માસ્તર તારાસિંહની કારકિર્દી બહુ સારી રીતે બતાવી આપે છે. ઘણાંને આ જાણી આશ્ચર્ય થશે કે, તારાસિંહ જન્મે શીખ નહિ, હિંદુ છે. ધર્મ બદલીને નવા સંપ્રદાયના સૌથી વધુ મોટા આગેવાન થવાનું માન આ દેશમાં માસ્તર તારાસિંહ સિવાય બીજા કોઈને મળ્યાનું જાણવામાં નથી. શીખોના હક્કોનો એમના જેવો પ્રબળ પુરસ્કર્તા આજે બીજો કોઈ નથી.

૧૯૧૧ની જાહેર મતગણતરી સુધી તો શીખોની જુદી કોમ તરીકે ગણના જ નહોતી થતી. એમનાં નામોની સામે ધર્મ : હિંદુ; કોમ : શીખ એ પ્રમાણે લખાતું. ભાગલા પાડવાની કુટિલ નીતિના પાઠ બરાબર પચાવનાર એક ઉત્સાહી બ્રિટિશ શાસનકર્તાએ, શીખો અલગ કોમ હોવા વિશેનો ખ્યાલ, પહેલવહેલો વફાદારોના એક જૂથના મગજમાં ઘાલ્યો. વફાદારોએ એ સૂચના ધ્યાનમા લીધી, એક પ્રતિનિધિમંડળ ઊભું કર્યું અને હિંદના વાઈસરૉયની અને પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નરની મુલાકાત લીધી. ધાર્યો ચમત્કાર થયો. બ્રિટિશ સરકારે શીખોનો, હિંદુઓથી એક અલગ કોમ તરીકે સ્વીકાર કર્યો.

આ વિચ્છેદની સાથેસાથે જ શીખોની અલગતા માટેની માગણીનો પણ જન્મ થયો

અલગ મતદારમંડળોની માગણી કરવા માટે ૧૯૦૫ મા મુસ્લિમોનું જે પ્રતિનિધિમંડળ વાઇસરોયની મુલાકાતે ગયું હતું તેને મર્હૂમ મૌલાના મહમદઅલીએ "કઠપૂતળાઓના મંડળ" તરીકે વર્ણવ્યું હતું એ પ્રતિનિધિ મંડળની માગણી તુરત જ મંજૂર થઈ અને એમાંથી કોમી પ્રતિનિધિત્વની માગણીનો જન્મ થયો અલગ મતદાર મંડળો માટેની આ માગણી, પાકિસ્તાનના પાયામાં પડેલી હોવાનું ઘણા સકારણ જ માને છે જો પાકિસ્તાનના પડછાયા અલગ મતદાર મંડળો માટેની માગણીમાં જોઈ શકાય તો શીખીસ્તાનના પડછાયા, વફાદાર શીખોના પેલા પ્રતિનિધિ મંડળે વાઇસરોય સમક્ષ પેશ કરેલી અને એમણે મંજૂર કરેલી માગણીમાં કેમ ન જોવા ? મુસ્લિમોને અલગ મતદાર મંડળો આપી, રાજકીય દૃષ્ટિએ હિન્દના ભાગલા પાડનાર ભલા વાઇસરોય લોર્ડ મિન્ટોએ શીખોને પણ હિન્દુઓથી ભિન્ન એવું નિરાળું "વ્યક્તિત્વ" આપી "સંતોષ્યા" ખરા ! ૧૯૦૫ પછીના વર્ષોમાં જે દૂરગામી નીતિએ મુસ્લિમો અને શીખો બન્નેને અલગ અલગ વિસ્તારોની માગણી કરવા પ્રેર્યા તેના વિચક્ષણ પુરસ્કર્તા લોર્ડ મિન્ટોને જ, પાકિસ્તાન અને શીખીસ્તાનની માગણીના પ્રણેતા પણ કહેવામાં કંઈ ખોટું ખરું ?

પંજાબના છેક પછાત વિસ્તારોમાં આવેલા એક નાના ગામમાં માસ્તર તારાસિંહનો જન્મ, એક રૂઢિચુસ્ત અને પ્રણાલિકાપૂજક હિન્દુ કુટુંબમાં થયો હતો રાવળપિંડી વિભાગમાં આવેલું હરયાળ નામનું ગામડું નજીકમાં નજીકના રેલ્વેસ્ટેશનથી પણ માઈલો દૂર હતું ત્યાં એક બહુ ઉચ્ચ દરજ્જાના નહિ એવા મહેસૂલી અધિકારીના ઘરમાં નાનકચંદનો જન્મ થયો સત્તર વર્ષ બાદ પોતાના વડવાઓનો ધર્મ ત્યાગી શીખ ધર્મનો અંગીકાર કરી એણે જીવનની પહેલી સનસનાટી ફેલાવી ધર્મની સાથેસાથે નામ પણ ફેરવાયું નાનકચંદ, તારાસિંહ

બન્યો એના માબાપે ખૂબ આક્રંદ કર્યું. નાનકચંદના પિતા બક્ષી ગોપીચંદ ગામના પટવારી હતા અને ધીરધારનો ધંધો પણ કરતા પોતાના ચારેય પુત્રોમાં એમને નાનકચંદ તરફ દેખીતો પક્ષપાત હતો અને એની આસપાસ એમણે કેવા કેવા મિનારા ચણ્યા હતા! પરંતુ માન્યામાં ન આવે એવી ધૃષ્ટતાપૂર્વક, હજી તો શાળાનો અભ્યાસ પણ પૂરો નહોતો થયો એટલામાં જ, સ્વધર્મનો ત્યાગ કરી અન્ય ધર્મ સ્વીકારનાર નાનકચંદે પિતાના એ બધા જ કલ્પનામિનારા ભોયભેગા કરી દીધા

તારાસિંહે શાળામાં શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરી શીખોનું પછાતપણું, રાજકીય જાગ્રતિનો અભાવ, સામાજિક સુધારા માટેની ધગશનો અભાવ, ઘોર અજ્ઞાન, મોજમજાહ માણતા પાખંડી મહંતોનું ગુરુદ્વારાઓ ઉપરનું વર્ચસ્વ—આ તમામથી તારાસિંહની ખાતરી થઈ ગઈ કે, કેળવણી અને સંગઠન વિના શીખોનો ઉદ્ધાર શક્ય નથી, એમના ભવિષ્યની કોઈ આશા નથી. એનામાં શક્તિ તો હતી અને એણે ધાર્યું હોત તો એ બીજાઓની જેમ કોઈ સુંવાળી નોકરી પણ મેળવી શક્યા હોત પરંતુ ના. જે શ્રદ્ધા એનામાં જન્મી તે ફળીભૂત કરવા માટે શિક્ષકની જ નોકરી સર્વોત્તમ હતી. અમૃતસરની ખાલસા કૉલેજમાં એ ઑનર્સ સાથે ૧૯૦૭માં ગ્રેજ્યુએટ થયા હતા શાળા અને કૉલેજના અભ્યાસકાળના વર્ષો દરમિયાન એમણે કેટલાય પારિતોષિકો મેળવ્યા હતા રમતગમતના ક્ષેત્રમાં પણ એમણે નામ કાઢ્યું હતું શાળાની ફૂટબૉલ ટીમના એ સરદાર હતા અને હૉકી ટીમમાં પણ એ સામેલ હતા લાઠી એ ભારે કુશળતાથી ઘુમાવતા અને ધીમેધીમે એમાં એમની શ્રદ્ધા એટલી તો દૃઢ થઈ ગઈ કે, અહિંસા વિશેના મહાત્મા ગાંધીજીના કેટકેટલાય વચનો એમની એ શ્રદ્ધા ડગાવી નથી શક્યા! આવા આશાસ્પદ યુવાનના કાનોમાં જીવન કંઈ કંઈ મોહનમંત્રો ભણી રહ્યું.

લાયલપુર ખાતે એક હાઈસ્કૂલ શરૂ કરવાની વાતો ચાલતી હતી પરંતુ પૈસાની મુશ્કેલી હતી. જ્વલંત આત્મભોગનુ ઉદાહરણુ ગણી શકાય એવો નિર્ણય તારાસિંહે ત્યારે કર્યો—માત્ર માસિક પદર રૂપિયા લઈ ને જ એ શાળાના મુખ્ય શિક્ષક તરીકે કામ કરવાની એમણે તૈયારી બતાવી. કુટુબકબીલાવાળો માણસ આવી ઉદારતા દર્શાવે એ બિના આખી શીખ કોમ માટે આશ્ચર્યરૂપ થઈ પડી. કહેવુ જોઈએ કે, એમની પત્નીના સહકારથી જ તારાસિંહ માટે આ શક્ય બન્યું હતું. કંઈ કેટલીય વાર ઘરમા પૂરતુ ખાવાનુ પણુ નહોતું રહેતું અને નજીકની જ સરકારી શાળાનો પ્રિન્સિપાલ કેટલો બધો મોટો પગાર કમાતો એ હકીકતના વિરોધમા યુવાન શિક્ષકનો આદર્શવાદ ઓર ઝળકી ઊઠતો. આ ઘડીથી માંડી એ "માસ્તર" તારાસિંહ તરીકે ઓળખાવા લાગ્યા.

અસહકારના પડઘા દેશભરમા સંભળાવા લાગ્યા. ૧૯૧૪–૧૮ ના પ્રથમ વિશ્વયુદ્ધનાં વર્ષો દરમિયાન પંજાબમાં તો ક્રાંતિકારી મંડળો કામે લાગી ગયાં હતાં. દૂર દૂરના કેલિફોર્નિયામાંથી ગદર પક્ષના પ્રતિનિધિઓ પજાબ આવ્યા હતા અને વિદેશી સત્તા સામે બંડ પુકારવા માટે પંજાબના યુવાનોને તેઓ સાદ દઈ રહ્યા હતા, તૈયારી કરી રહ્યા હતા એ પક્ષના નેતાઓ ક્યાં તો ઠાર મરાયા હતા, ક્યાં તો કેદ પકડાયા હતા. જલીઆનવાલા બાગ અને હૈયું હચમચાવે એવા એના અત્યાચારોથી પંજાબનો આત્મા જાગ્યો; એની આઝાદીનો આતશ આ ઘોર કત્લેઆમને પરિણામે ભભૂકી ઊઠ્યો.

આ રાજકીય જાગ્રતિનાં પૂર જુદા જુદા આરાઓ વચ્ચે વહેવા માંડ્યાં. આ પૂરનું સૌથી મોટું મોજુ તે મહંતોના વર્ચસ્વમાંથી ગુરદ્વારાઓની મુક્તિ અને એની શુદ્ધિ માટેની શીખોની માગણી. ગુરુ નાનકના જન્મસ્થાન નાનકાના-સાહેબ ખાતે લડત એકદમ ટોચે પહોંચી. અહીં બે હજાર શીખોની જાનહાનિને પરિણામે પ્રજામત એટલો તો ઉગ્ર બની ગયો કે શીખોના એ પવિત્ર ધામની ચાવીઓ, એક પ્રતિનિધિત્વ ધરાવતી સમિતિને સોંપી દેવાની બ્રિટિશ સરકારને

ફરજ પડી આ પછી તુરત જ ગુરુ–કા–બાગનો અકલ્પ્ય હત્યાકાંડ રચાયો. દમને માઝા મૂકી. અમૃતસરની ઇસ્પિતાલોમાં લાઠીમારથી ઘવાયલા હજારોની સારવાર થતી આવે એક સ્થળે હકીમ અજમલખાન પોતાના આરામ ખાળી નહોતા શક્યા આ લડતમાં ઓતપ્રોત બની સક્રિય ભાગ લેનાર તારાસિંહની પ્રતિષ્ઠા ધીમે ધીમે જામવા લાગી

નભાના મહારાજા રિપુદમનસિંહને રાજગાદી છોડવાની બ્રિટિશ સરકારે ફરજ પાડતા શીખોના જુસ્સાની અવધિ આવી રહી. રાજવીઓમાં જવલ્લે જ જોવા મળતો સુધારકનો પ્રાણ રાજા રિપુદમનમાં ધબકી રહ્યો હતો નાનકાનાના કરુણ બનાવોથી એમને પારાવાર દુખ થયુ અને શોકના કપડા પહેરી એ જાહેરમાં ફરવા લાગ્યા એટલુ જ નહિ, પરતુ પોતાના રાજ્યમાં એમણે એ શોકનો દિન ઊજવ્યો પણ ખરો રાજવીઓના 'હક્કો'નુ સદૈવ પ્રતિપાદન કરતી માયાળુ બ્રિટિશ સરકાર એક રાજવીએ પોતાના એ 'હક્કો'ની બજાવણી કરતા ચોંકી ઊઠી. મહારાજા જનતાને હૈયે વસી ગયા હતા જૈતો ખાતે પાચમો શીખોનો એક જથ્થો અમુક ધાર્મિક વિધિઓ માટે એકઠો થયો હતો. નભા રાજ્યના બ્રિટિશ શાસકથી આ ખમાયુ નહિ કેટલાય માર્યા ગયા, બીજા કેટલાય કેદ પકડાયા અને બાકીનાઓ ઉપર નિર્દય અને પાશવી અત્યાચારો થયા અમૃતસરથી જૈતો જવા બીજા પાચમો શીખોનો એક જથ્થો જ્યારે ઊપડ્યો ત્યારે તો ગાધીજીનુ દિલ પણ દ્રવી ઊઠ્યુ અને શીખોને એમણે નાહકની જાન કુરબાની ન કરવાની આજીજી કરી. પરતુ શીખો મક્કમ રહ્યા અને કૂચ જારી રાખી એક પછી એક આવતા જતા જથ્થા ઉપર અનેકાનેક અત્યાચારો કરવાનુ સરકારે ચાલુ જ રાખ્યુ. આટલુ બસ ન હોય એમ પજાબ સરકારે સીમા પગલા પણ ભર્યાં પજાબની તમામ શીખ સસ્થાઓ ગેરકાયદે જાહેર થઈ અને તારાસિંહ સહિત સાઠ શીખ આગેવાનોની સરકારે ધરપકડ કરી ફિતૂર ફેલાવવાના અને બ્રિટિશ હિન્દ ઉપર સમ્રાટનુ આધિપત્ય છોડવવાના આરોપો આ સાઠ આગેવાનો સામે મૂકવામા

આવ્યા. ત્રણ વર્ષ સુધી એમની સામેનો મુકદ્દમો ચાલ્યો. ઉગ્ર દમન છતાંય કંઈ ન વળવાથી સરકારે ગુરદ્વારા ખરડો ઘડી કાઢ્યો અને સમાધાન માટેની દરખાસ્તો રજૂ કરી સરદાર બહાદુર મહેતાબ સિંહ અને બીજાઓએ આ દરખાસ્તો માન્ય રાખતાં એમનો છૂટકારો થયો પરંતુ તારાસિંહ અને સરદાર તેજાસિંહ, સરદાર અમરસિંહ, સરદાર જબ્બલસિંહ તથા સરદાર ગોપાલસિંહ જેવા બીજા પીઢ આગેવાનોએ આ દરખાસ્તો સ્વીકારવા ના પાડી અને જેલમાં રહેવાનું વધુ પસંદ કર્યું. થોડા જ માસ પછી એમને પણ છોડવાની સરકારને ફરજ પડી. આ દિવસથી માંડી શીખોમા, સમાધાનની શરતો મંજૂર રાખનારા વફાદારો અને એનો અસ્વીકાર કરનાર અંતિમમાર્ગીઓના બે ભાગ પડી ગયા.

નેહરુ અહેવાલ પ્રસિદ્ધ થતા ફરી એક વાર ઉગ્ર મતભેદ ઊભો થયો. પંજાબની કુલ વસતીનો ૧૫ ટકા જેટલો જ ભાગ હોવા છતાં, શીખોને ત્રીસ ટકા જેટલું પ્રતિનિધિત્વ જોઈતું હતું, જે માન્ય ન થયું. મંગલસિંહે અહેવાલ માન્ય રાખ્યો પરંતુ બાબા ખડકસિંહ, જ્ઞાની શેરસિંહ, અને માસ્તર તારાસિંહે એનો વિરોધ કર્યો. એમની દલીલ એ હતી કે બીજી બધી લઘુમતીઓને એમની સંખ્યા લક્ષમા રાખી પ્રતિનિધિત્વ મળે તો પંજાબની શીખ લઘુમતીને કેમ નહિ? ૧૯૩૦ના જાન્યુઆરીની પહેલી તારીખે કોંગ્રેસે પોતાના લાહોર અધિવેશનમાં સંપૂર્ણ સ્વતંત્રતાના આદર્શનો સ્વીકાર કર્યો તેથી નેહરુ અહેવાલ રદ કરવામા આવ્યો. સવિનયભંગની લડતમાં તારાસિંહે ઉત્સાહપૂર્વક ભાગ લેવા માંડ્યો પેશાવરમાં કિસ્સા ખાની બજાર ખાતે થયેલા અત્યાચારોની વાત તારાસિંહે સાંભળી ત્યારે પઠાણો તરફ પોતાની સાચી સહાનુભૂતિ દર્શાવવા એમણે સો શીખોના એક જથ્થા સાથે સીમાપ્રાંત જવાની તૈયારીઓ કરી. શોકપ્રદર્શક કાળા ફેંટા પહેરી અને ધર્મની માન્યતા અનુસાર રખાતી કિરપાણો સહિત શીખોએ અમૃતસરથી કૂચ કરી. માથે એમણે કાળિયાં પણ વીંટ્યાં હતાં.

તારાસિંહની લાહોર ખાતે ધરપકડ કરવામાં આવી અને એમના સાથીદારો ઉપર ઝેલમ ખાતે જુલમ ગુજારવામાં આવ્યો. પરંતુ સહાનુભૂતિનું આ નિદર્શન, લોકોનાં હૈયામાં ઊંડી છાપ પાડી ગયું. તારાસિંહ ભીમાપ્રાંત ન જઈ શક્યા પરંતુ એનો બદલો એમને બીજા જ સ્વરૂપે મળી રહ્યો: સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન એમને જેલ-સાથી તરીકે સાંપડ્યા.

હવે તારાસિંહ લોકપ્રિયતાની ટોચે પહોંચ્યા. જેલવાસ દરમિયાન પહેલી જ વાર એ શિરોમણિ ગુરદ્વારા પ્રબંધક સમિતિના પ્રમુખ તરીકે ચૂંટાયા. એમના પુરોગામી બાબા ખડકસિંહનું જીવન રોમાંચક હતું અને એ પણ તારાસિંહ જેટલા જ નીડર હતા તેમ જ એમના આત્મભોગ પણ કંઈ તારાસિંહ કરતા ઓછા નહોતા. આમ છતાં, એમણે પોતાનાથી વધુ યુવાન તારાસિંહ માટે માર્ગ મોકળો કરી આપ્યો.

શીખ રાજકારણના કંઈક શાંત બનેલાં નીરમાં, કોમી ચૂકાદાની જાહેરાતથી નવો જુવાળ આવ્યો. આ જાહેરાત થતાં જ એક ગમ્મત-ભરી સંતાકૂકડીની રમત શરૂ થઈ. આ મોરે ભાગે ડૉ. આંબેડકરને આભારી હતું. એક ચોંકાવનારા ભાષણમાં એમણે જાહેર કર્યું કે, દલિતવર્ગના મારા અનુયાયીઓ સહિત હું હિન્દુ ધર્મનો ત્યાગ કરવાનો છું. જુદી જુદી મિશનરી છાવણીઓમાં ડૉ. આંબેડકરના ભાષણે ભારે ખળભળાટ મચાવ્યો. ચાકરોમાં અને ગફાઈલ ડૉ. આંબેડકર સમક્ષ ધર્માન્તર અને મોક્ષની પ્રકારપ્રકારની દરખાસ્તો આવવા લાગી બંડ પુકારના અને પરિવર્તનની અનુકૂળતા કરી આપતા કેટકેટલા ધર્મોએ એમને માટે સ્વર્ગના દ્વાર ખુલ્લા કરી આપવા તત્પરતા દેખાડી! વિચક્ષણ ડૉક્ટર દરેક દરખાસ્તને એની માથે તોળવા લાગ્યા. એક ઘડી તો એવી આવી પહોંચી ત્યારે શીખ ધર્મ તરફની એમની સહાનુભૂતિના પ્રદર્શનથી માસ્તર તારાસિંહ પણ અંજાઈ ગયેલા. આ પછી ૧૯૩૬માં એક શીખ પરિષદમાં ડૉ આંબેડકરે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે, મુંબઈમાં જો એકાદ ખાલસા કૉલેજ સ્થપાય તો તેથી

હરિજનોને વણો મોટો લાભ થશે લાખોના ખચ અને જૂજાજ ધર્માન્તર કરેલાઓ સહિત અકાલીઓએ તો આ દિશામા જોરદાર પ્રયાસો શરૂ કરી દીવા વણાય મોટા મોટા શહેરોમા ફાળા માટે શીખ મિશનરીઓએ પોતાની આહલેક જગાવવા માટી

હિન્દના ભાગલા પાડવાની યોજનામા જોગવાઈ કરવામા આવી છે એમ જાણી તારાસિંહ અને એમના સાથીદારોએ ક્રિપ્સ યોજના નામંજૂર કરી આ પછી પાકિસ્તાન માટે મુસ્લિમ લીગે જે જોરદાર હિલચાલ ઊપાડી તેનો શીખીસ્તાન અથવા જેને એ પોતે આઝાદ પજાબ કહેવાનુ નનુ પસ કરે છે તેની માગણી રજૂ કરી માસ્તર તારાસિંહ રદિયો આપ્યો એમનુ કહેવુ એ છે કે હિન્દના ભાગલા પાડવાની સાવ વિરુદ્ધ છુ પરતુ જો ઉત્તરમા મુસલમાનોને અલગ પ્રાત આપવામા આવે તો શીખોને પણ અલગ વિભાગ મળવો જ જોઈએ

પાકિસ્તાનના આ ભયે માસ્તર તારાસિંહની તાજેતરની પ્રવૃત્તિઓને રગી છે બીજા વિશ્વયુદ્ધના સમય દરમિયાન એમને એવો જ ભય વ્યાપી ગયેલો કે શીખો જો કોગ્રેસે શરૂ કરેલી હિલચાલમા ભાગ લઇ લશ્કરનો બહિષ્કાર કરે તો એમનુ સ્થાન 'પાકિસ્તાનીઓ' લઈ લે અને એ રીતે તેઓ પોતાનુ સ્થાન વધુ સુનિશ્ચિત બનાવી દે આથી એ "ચળવળ" લડતથી દૂર રહ્યા એટલુ જ નહિ, એમણે પોતાના પથના અનુયાયીઓને વધુ ને વધુ મોટા પ્રમાણમા હિન્દના બ્રિટિશ સૈન્યમા જોડાવા આગ્રહ પણ કર્યો આમ એ કોગ્રેસથી વધુ ને વધુ દૂર થતા જ ગયા

પાકિસ્તાન અગેની ગજાજીની દરખાસ્તો પ્રસિદ્ધ થતા ફરી એક વાર તારાસિંહે પોતાની લડાયક શક્તિનો પરચો આપ્યો અને શીખીસ્તાન માટેની શીખોની માગણી જોરશોરથી રજૂ કરતા ક્રમ્મર કમી ૧૯૪૫ની પ્રાતિક ધારાસભાઓની ચૂટણીઓમા એમણે પાથિક અકાલી પક્ષનુ સગઠન કર્યું અને ધર્મને નામે એ પક્ષના

ઉમેદવારોને જ મત આપવાની શીખોને એમણે હાકલ કરી. કોંગ્રેસી શીખો અને અકાલી શીખો વચ્ચે ખૂબ તીવ્ર રસાકસી થઈ. તારાસિંહના પક્ષના ઉમેદવારોએ કુલ બેઠકોમાંથી બહુમતી જેટલી બેઠકો મેળવી ને કે, આમાંની કેટલીક તો એમને માંડમાંડ જ મળી હતી. અકાલીઓએ ૩૩ બેઠકોમાંથી ૨૦ કબજે કરી અને કુલ મતના ત્રેપન ટકા જેટલા મત મેળવ્યા જ્યારે કોંગ્રેસી શીખોને ફાળે તેર બેઠકો અને ૪૭ ટકા જેટલા મત જમા થયા

તારાસિંહે પોતાની ઉગ્ર લડાયક તાકાતનો અચ્છો પરચો આપ્યો છે. પરંતુ એમને રાજનીતિજ્ઞ કહી શકાય ખરા ? એમના નિર્ણય અને એમની નીડરતા વચ્ચે જરાય સમતુલા છે ખરી ? આ પ્રશ્નોના જવાબ 'હા' માં આપવાનું સહેલુ નથી થાકી કંટાળી એમણે એકથી વધુ વાર જાહેર જીવનનો ત્યાગ કર્યો છે, કારણ કે એમને રાજકારણના અટપટા દાવપેચ ખેલવા નથી; કારણ કે, કુટિલ નીતિથી કલુષિત બનતા વાતાવરણમા રહેવાનો એમને મોહ નથી. આટલુ જ નહિ, જરા જેટલી પણ અંગત ટીકા માટે એ ભારે અસહિષ્ણુ બની ગયા છે.

આ બધુ છતાં નિઃશંક એ લોકપ્રિય નેતા છે. એમની પાછળ ઉમદા ચારિત્ર્ય અને અમાપ આત્મભોગનુ પીઠબળ છે. વર્ષો પહેલાં જાહેરજીવનમાં એમણે ઝુકાવ્યું ત્યારે ગરીબી અને નીડરતાની બે પ્રતિજ્ઞાઓ એમણે લીધેલી. આ બન્ને પ્રતિજ્ઞાઓનુ એમણે સપૂર્ણ પાલન કર્યુ છે. એમની પાસે પોતાની ખાનગી મૂડી નથી અને મોતને તો એ સદૈવ મુઠીમા લઈને જ ફર્યા છે. એક વખત પતિયાળાના મહારાજાએ પોતાની સામેની પ્રવૃત્તિઓ પડતી મૂકવાના બદલામા ત્રણ લાખ રૂપિયા એમને આપવાની તત્પરતા બતાવેલી આ સંદેશો લઈને આવનાર મહારાજાના દૂતને મારવાની ઇચ્છા એમણે મહાપ્રયાસે

રેણી હતી. ક્રિયામા એ જેટલા નીડર છે તેટલુ જ લાગણીસભર એમનુ રાજકારણ છે અને આ બેનુ વિચિત્ર મિશ્રણ એમના જીવનમાં થયું છે. એમની નજર સામે ભવ્ય આદર્શ છે પરતુ એ અંગેના એમના ખ્યાલો સ્પષ્ટ નથી કે એ આદર્શને મૂર્ત રૂપ આપી શકે એવી ઉદાત્ત વિચારસરણી પણ એમની પાસે નથી. આથી જ, ઘણીવાર જ્યાં ફિરસ્તાઓ જતા ડરે છે ત્યા માસ્તર તારાસિંહ બેધડક ધસી જાય છે.